# પતિતપાવન

અથવા

## તુરંગને આંગણે



લેખક:
ભાર્ગવરામ વિઠ્ઠલ વરેરકર

મુલ્ય આઠ આના

# પતિતપાવન

અથવા

## તુરંગને આંગણે


લેખક:

ભાર્ગવરામ વિઠ્ઠલ વરેરકર

સત્તેચે ગુલામ, કરગ્રહણ, હાય મુલાચ્યા બાપ, સંન્યાસાચ્યા
સંસાર ૯૦ નાટકો; તથા ચીમણી, વિધવાકુમારી,
ધાવતા ધોટા ૨૦ નવલકથાઓના લેખક:


આઠ આના

# બે બોલ

પ્રસ્તુત નાટક શ્રીયુત ભાર્ગવરામ વિઠ્ઠલ વરેરકરે લખ્યું'તું અને તે મરાઠી રંગભૂમિપર સુવિખ્યાત લલિતકલાદર્શ મંડળીએ સન ૧૯૨૩ માં રજુ કર્યું હતું, પણ તે વખતની આવાં ટુંકાં નાટકોની અરુચિને લીધે શ્રીયુત વરેરકર તેમજ શ્રી. પેંઢારકરનું તે વખતનું સાહસ નિષ્ફળ નિવડયું, પરંતુ તે પાછું રંગભૂમિપર રજુ કરવા માટે તેમને ધન્યવાદ ઘટે છે અને તેમને તેમાં પૂર્ણ યશ મળે એ જ ઇશ્વર પાસે પ્રાર્થના.

નાટકનું વસ્તુ અસ્પૃશ્યોના ઉદ્ધાર બદલ છે, અને તેથી ગુજરાતી જનતા જે મરાઠી પુરેપુરૂં સમજી શકતી નથી તેમને માટે આ નાટકનો અનુવાદ કરવાનું કામ શ્રીયુત વરેરકર તથા શ્રીયુત વ્યંકટેશ બળવંત પેંઢારકરે મને સોંપ્યું. પ્રયત્ન કર્યો અને મારો કરેલો અનુવાદ મેં મારા પરમસ્નેહી ગુજરાતી સાહિત્યના હાસ્યરસના લેખક શ્રીયુત છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદારને સોંપ્યો. તેમણે મને અનુવાદ સુધારી આપ્યો અને તેથીજ હું તે આપની સમક્ષ આજરોજ મુકી શકયો છું. અનુવાદમાં કદાચીત ભૂલ રહી ગઇ હોય તો તે બદલ હું પોતેજ જોખમદાર છું, અને તેવી ભૂલો જો વાંચકવર્ગ લખી જણાવશે તો તે બદલ હું તેમનો અત્યંત આભારી થઇશ, અને જો આ પુસ્તકની બીજી આવૃત્તિ કાઢવાનો સુયોગ પ્રાપ્ત થશે તો તેમાં તેટલો યોગ્ય સુધારો કરી શકીશ.

આજપર્યંત મેં સાધારણ કાગળપત્રો સિવાય કંઇ પણ લખવાનો પ્રયત્ન કરેલ નહિ, પણ શ્રીયુત વરેરકરનું પ્રખ્યાત નાટક "સત્તેચે ગુલામ" મેં જ્યારે સન ૧૯૨૨ માં પહેલવહેલું જોયું ત્યારે મને તે ગુજરાતી રંગભૂમિપર કોઇ પણ એમેચ્યોર કલબ હસ્તક રજુ કરવાનું મન થયેલું, પણ યોગ્ય અવસર ન મળવાથી લાંબો વખત સુધી હું કરી ન શકયો; પણ આખરે ૧૯૨૮ માં મારા સ્નેહી ભાઇશ્રી રસીક ટી. વીણુને હું એ નાટક જોવા લઇ ગયેલો અને તેમને તે એટલું પસંદ પડેલું કે એમણે પણ તે રંગભૂમિ પર રજુ કરવાનું

મને કહેલું અને અનુવાદ કરવાનું કામ ઉંચકેલું; પણ ચોક્કસ કારણો-વશાત તે ભાઇ પણ ન કરી શકવાથી એમનું એમ રહી ગયું; ત્યાર પછી છેવટે મેં ગઇ સાલ શ્રીયુત છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદારની મદદથી અનુવાદ કર્યો, ને તે બતાવવાને હું શ્રીયુત વરેરકરને મળેલો તેજ મારો પહેલો પરિચય; અને તેનુંજ પરિણામ આજ પુસ્તકરૂપે—'સત્તેચે ગુલામ' પછીનો આ મારો બીજો પ્રયત્ન—આજ આપના હાથમાં મુકી શકયો છું. વડીલ તરીકે જે ઉત્સાહ અને પ્રોત્સાહન શ્રીયુત વરેરકર મને આપી રહ્યા છે તે બદલ હું તેમનો હંમેશનો ઋણી છું; અને મને વારંવાર યોગ્ય સ્હાય શ્રીયુત છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર તરફથી મળતી રહે છે તે માટે હું તેમનો પણ હમેશનો આભારી છું.

વિઠ્ઠલદાસ ઠાકોરદાસ



* ગાયન (૩)

[ પૃષ્ટ ૨૯ માં છપાયલા મરાઠીનો ગુજરાતી અનુવાદ ]

લાવણી

દશરા તણી હાં સ્વારી પધારી ગર્દી રે રસ્તા પરે
સહેલાણી લોક તણો ભપકો રે;
કોઇએ ભાલા, કોઇએ ઢાલ ધરી સજયો સ્વાંગ બનીઠની
ઢોળાતું ચામર પાલખી પરે :
આબાલ વૃદ્ધ જાત વિસારી ઢેડાની હું બૈરી
ઘુસી ગઇ પાલખીની પાસે રે;
લાત મારીને હાંકી કાઢી મને
રડતી ગઇ હું ઘરે :
તૃષા થકી સુકાઇ જીવ્હા મારી રે
પાડોશી પાસે જળ માગ્યું; કાચલીમાં રેડી ઠબકયું;
જાતિનું સમરણ પાયું :
નાળીએરનું કાચલું આપ્યું મોટા લોકે ભારી
ઓસરી અમારી સરદારી.

# પ્રસ્તાવના

"મારો તમને ખાસ આગ્રહ છે, કે આ નાટકની પ્રસ્તાવના તમારે જ લખવી." નિષ્ણાત નાટયકાર વરેરકર મામાનો એકવીસમી ઑગસ્ટે આ રીતનો 'ઑર્ડિનન્સ' છૂટયો કે તરત તેમનું 'સત્તેચે ગુલામ' નાટક યાદ આવ્યું : દક્ષિણી મામાસાહેબ ઠેઠ ગુજરાતી મિત્ર સુધી સત્તા અજમાવશે એમ મુદ્દલ માનેલું નહિ !

સત્તાના પ્રકાર પાડીને કહું, તો તેમને તેમ કહેવાનો અધિકાર ખરો ! પંદરેક વર્ષપર એક મરાઠી મંડળીએ ભજવેલો 'મૃચ્છકટિકમ્' જોયો, ત્યારથી ગુજરાતી રંગભૂમિનો મોહ ઓસરતો હતો અને દક્ષિણી મંડળીઓના કલા, સંગીત અને નૈસર્ગિક અભિનયમય નાટયપ્રયોગો પ્રત્યેનું આકર્ષણ સંવર્દ્ધિત થતું હતું. તેમાં મામાસાહેબના છેલ્લા સહવાસે વળી ઓર ઉમેરણ કર્યું. અનાયાસે જ પ્રસંગ એવો ઉપસ્થિત થએલો, કે—આંજી નાખતી જાહેરાતથી લલચાઈને એક નવો ગુજરાતી 'ખેલ' જોવાની ખયરાત કીધા પછી લગભગ બીજે જ દિવસે, મુંબઈની મશહૂર 'લલિતકલાદર્શ' મંડળીનો 'સજ્જન' ( અને ત્યાર પછી મામાસાહેબકૃત 'સંન્યાસાચા સંસાર' ) નાટ્યપ્રયોગ જોવાનો જોગ બન્યો, અને ગુજરાતી-દક્ષિણી મંડળીઓની ભજવણીનું નીરિક્ષણપરીક્ષણ, તટસ્થ પ્રેક્ષકની દૃષ્ટિએ વળી પાછું તાજેતરમાં થયું. ગુજરાતી અને દક્ષિણી; બન્નેના તખ્તાપરનાં ચિત્રો, બન્ને કીકીઓમાં તાજાં જ તરવરતાં હતાં. એટલે આંખો અને અક્કલે નિષ્કર્ષ એવો કહાડેલો, કે ધડાકા, ધમધમાટ અને ચટકાંયુક્ત ચેનચાળાથી ભરપૂર પેલો ગુજરાતી ખેલ કેવળ "ખેલ"—તમાસો હતો; જ્યારે શુદ્ધ અર્થમાં જેને સર્વાંગસુંદર

"નાટ્યપ્રયોગ" કહીએ, તે દક્ષિણી મંડળીનો જ. ત્યારથી, પૂછે છે તેની આગળ એકની એક જ માત્રા ઘૂંટતો આવ્યો છું, કે ગુજરાતી રંગભૂમિ વિષે આદર્શ સ્વપ્ન સેવનાર સાક્ષરમૂર્તિઓએ દક્ષિણી મંડળીઓનો સમન્વય સાધ્યે જ છૂટકો છે.

**તે સિવાય** ગુજરાતી રંગભૂમિના ઢંગ સુધરે તો તેને જાદુઈ કે ચમત્કારી જ કિસ્સો માનું ! વિચારને વ્યવહારમાં ઉતાર્યા સિવાય કોઈનો ય ને કશો પણ સિતારો સિકંદર થયો સાંભળ્યો છે કદી ? ગેટે કે બર્નાર્ડ શૉ કે ફ્રાન્સનો મોલિએર કે સ્વિડીશ ઇબ્સન કે રશિયન ચેહોફ કે આપણે ત્યાંના હરીન્દ્રનાથ કે રવીન્દ્રબાબુનાં સફળ એટલાં જ બીનખર્ચાળ અને મહોલ્લાના ચોકઠે ચોકઠે ભજવી શકાય એવાં સરળ નાટ્યવિધાનોની કેવળ વાતો કરવાથી રાજ્ય–સમાજના 'બળતા પ્રશ્નો' વિષે સાચ્ચો પ્રજામત હરગિજ કેળવાવાનો નથી.

**મામાસાહેબ** આગળ પ્રસંગોપાત આવા જે ઉભરા ઠાલવતો, તે ધ્યાનમાં રાખીને આજ તેઓ 'સત્તા' અજમાવવા તૈયાર થયા હોય તો તે બનવાજોગ છે. ખેર ! નોકરશાહીની જગજાહેર સત્તા જેવી એ નિર્દય સત્તા નથી, પણ મૈત્રીના નાતાની સહૃદયશીલ મમતાયુક્ત સત્તા છે; એટલે તેવી 'સત્તાચે ગુલામ' નહિ, પણ પૂજક બનવાની તેમણે તક આપી તે બદલ મારે તો તેમનો અહેશાન જ માનવો ઘટે.

**હવે 'પતિતપાવન'** નાટકનું વિહંગાવલોકન કરીએ. એમાં, જીવનના શ્વાસોચ્છ્વાસ જેટલો જરૂરી, સ્પૃશ્યાસ્પૃશ્યનો પ્રશ્ન છણાયો છે. જેમ ધર્માન્ધતાને ભોગે ભિક્ષાજદેહીઓની સંખ્યા વધારી મૂકીને દેશના બાવનલાખ બાવાઓની શક્તિને આપણે વેડફી રહ્યા છીએ, અને પ્રણાલિકાની પરમ્પરાથી, કુસુમકલિકાઓ સરખી કન્યાઓને બાળવિધવાઓ બનાવી, એ સમર્થ શક્તિને વેશ્યાવાડે વંઠી

જવા દઇએ છીએ, તેમ અન્ધશ્રદ્ધાથી બિલકૂલ બેવકૂફ બની જઇ, દેશની સાત કરોડ જેટલી વિરાટ અંત્યજશક્તિપર 'આભડછેટ' નામનું આપણે સીલ લગાવીએ છીએ અને પરિણામે આપણે શક્તિના પાંગળા બની, તુરંગનું આંગણું સેવીએ છીએ–આ પ્રધાનધ્વનિ સમગ્ર નાટ્યવિધાનમાં ગુંથાયલો છે.

**એ અંત્યજ**–દલિત–પતિતવર્ગના હાલ કેવા કંગાલ જોવાય છે! મેલાંઘેલાં આંગણાંને વાળીઝૂડી અરિસા જેવાં સ્વચ્છ રાખવાં, કે ગન્ધાતાં ચામડાંને કેળવી, કમનીય સ્વરૂપે ઉપયોગી બનાવવાં, એ એવી વિષમ એટલી જ સૂગાળવી સેવા છે, કે બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્યજાતિને તો સાવ સૂગ ચડે; એવી કપરી સેવા અદા કરનાર શકિતની ભકિત તો કયાંય રહી, પણ તેના પ્રત્યે નરાતાર બેવફા બનવાની નગણાઇ વાપરીએ છીએ! આ નાટકમાં એક પાત્રના મુખમાં જે પ્રશ્ન મુકાયો છે, તે સુસવતા તીર સરખો તીક્ષ્ણ છે. તે પૂછે છે કે મેલાથી મેલા બનતા આપણા હાથને છેદી નાખીએ છીએ કે ધોઇને પાછા અંગના સંગીજ રાખીએ છીએ? અંત્યજ સદૈવ મલિનદેહી હોય એમ કોણે સિદ્ધ કર્યું છે? છતાં તેને શા સારૂ તરછટ તરછોડાય છે? 'ઇંડિયન,' 'કાલાઆદમી' કે 'નેટીવ' કહીને દરિયાપારની પ્રજા જ્યારે હિન્દીવાનોને હલકા પાડે, ત્યારે તે વિરુદ્ધ પ્રચંડ વિરોધ ઉઠાવવા તૈયાર; અને આપણા જ હિન્દી બિરાદરોને કહીએ કે તમારો તો આભડછેટીઓ અવતાર! કેવો નફ્ફટ વ્યવહાર?

**—અને પછી એ** ઓશિયાળા અવતારની કેવી અવહેલના થાય છે! સ્વાત્મોદ્ધારનાં દરેક દેશી દ્વાર ભીડાયલાં જોઇને તે ખોજા–ઇસ્લામ કે પાદરીને પનારે પડે છે અને રામાનો રહીમ કે હેમાનો હંટર બની, હેટપેંટના લેબાશમાં સજ્જ થઇ, આપણી સામે છાતી કાઢતો ઉન્નત મસ્તકે ખડો થાય છે: પ્રસ્તુત નાટકનું શામક

પાત્ર આ જ પ્રકારની જીવન્ત લીલાનું હૂબહૂ દષ્ટાંત પૂરૂં પાડે છે. ચમારની ચામડીથી મઢાયલો શામસ, 'સાહેબ'શાહી સ્વાંગ સજતાં જ, એકવારની એ 'નિંદ્ય' વ્યક્તિ આબાદ વન્દનીય બની જાય છે: પછી એની સાથે હસ્તધૂનન કરો, કે 'મહેરબાની' મેળવવા સારૂ, એક કદમ આગળ વધીને એક જ ટેબલપર ટિફિન લ્યો: તેથી આપણે આપણી સનાતન 'પોઝિશન'માં પંકચર પડ્યું નથી માનતા, બદલે વર્તમાન સંસ્કૃતિની સભ્યતા જળવાય છે—એમ માનીએ છીએ! એ જ પ્રમાણે નાપાક બનેલાં કપડાં, રામામાંથી રહીમ બનેલા બિરાદરને અડકાડીને પાક બનાવીએ છીએ! આ અઘોર અન્ધશ્રદ્ધા! આ નઠોર પ્રણાલિકાવાદ! આ કઠોર માનસ! હૈયાફૂટા હિન્દુસમાજ સિવાય, જગતની સપાટીપર, બીજે કયાંય આ નગણી નીતિ નભી શકે નહિ. મગજના તંદ્રસ્થ તંતુઓને ય જાગ્રત કરનારાં, સંતુ પાત્રનાં વચનો વાંચો; તે કહે છે: "મહારની છોકરી નાયકણને ત્યાં રહી, તો તે પૂજવાને લાયક ઠરે છે! આજકાલ જાત છૂપાવ્યા જેવું સુખ નથી. પ્રામાણિકપણે જે પોતાની જાત જણાવે છે, તેને ગટરમાં ઊભવાને ય સ્થાન નથી, તથાપિ તે જ વ્યક્તિ વટલાઈને ક્રિસ્તાન બની જાય, તો એને બેસવાને માનભરી બેઠક મળે છે. આ હિન્દુસ્તાન!"

—અને હિન્દુસ્તાનના એ હિન્દુસમાજનાં નખરાં તો જુઓ! સ્પૃશ્યાસ્પૃશ્ય વિષે સ્મૃતિપુરાણોનાં હથિયારની ધાર કાતિલ રાખનારા એમાંના જ પેલા—"જન્મના જાયતે શુદ્ર"—સૂત્ર પ્રત્યે સમૂળાં આંખમિંચામણાં કરે છે! પૂછું છું કે ખરી અસ્પૃશ્યતા કઈ? ગન્દા વિચારની, મલિન આચારની કે માત્ર અવતારની? બ્રાહ્મણીની કુખે અવતરેલો જીવ પીઠાનાં મીઠાં (?) પીણાં પીતો હોય અથવા આ નાટકમાંના સર્જેરાવ સરખા ક્ષાત્રપુત્રો ચમારકન્યા સાથે મ્હો ઢીંચવામાં અમૃતનો રસાસ્વાદ માણતા હોય છતાં તે

અસ્પૃશ્ય નહિ; અને સંતુ કે જિની જેવાં, જાતિ, અને ગુણ કર્મે ગૌરવવન્તાં ચોકૂખલિયાં ધન્ધાદારી અસ્પૃશ્ય ! કેવું દાનવી દશ્ય !

**નૃત્ય સંગીત** જેવી રસિક બલ્કે સર્વોત્કૃષ્ટ કલાનાં નિર્મળ ભોજ્ય–ભોક્તા જો ઉતરતી પંક્તિમાં મૂકાતાં હોય, તો તે કલામૂઢ કેવળ હિન્દુસમાજમાં જ : બાકી કવિવર કાલિદાસે તો માલવિકાની ઉચ્ચાસને જ પ્રતિષ્ઠા કીધેલી વંચાય છે. પ્રસ્તુત નાટકમાં એવું એક પાત્ર દૃષ્ટિગોચર થાય છે અને તે જોહરા. જોહરા માત્ર 'નાયકણ' નથી; તે સંગીત–કલારસજ્ઞોની 'નાયક' છે, તેનાં લોચનમાં વિકાર નથી, પણ મતૃવાત્સલ્યની છલકાતી અમી છે; તેનું હૃદય, નિજ કલાને, ટંકશાળનાં જડ બીબાંથી વેચવા મુદ્દલ ટમટમતું નથી, પણ જે કલાવિદ છે, કલાના જે પૂજક છે, તેને તેનો સાદર સાક્ષાત્કાર કરાવવા જેટલું એનું દિલ દિલાવર છે–ટુંકામાં, કર્દમમાંથી ઉગેલું કમળ દેવચરણે ચડવાને જ લાયક હોય છે, તેવી સર્વાંશે સમુજ્જ્વલ Character વાળી જોહરા, તે 'નાયકણ'ના લેબાશમાં છે વાસ્તે જ ડિસ્પ્રેસ્ડકલાસના ઉદ્ધારક (!) સર્જેરાવ જેવા સનાતનીથી પ્રથમ દૃષ્ટિએ અપમાનિત થાય છેઃ–તેમજ, એને ત્યાં નોકરી કરવાથી પૂરેપૂરો સંતુષ્ટ છતાં 'બ્રહ્મપુત્ર' ભૈયો, જિની–સંતુ જેવાં ચમારકુળનાં સંતાનોના સ્પર્શથી પોતાનો ધર્મ રસાતાળ પહોંચતો માને છે, ત્યારે તો તેમના પર ધિક્કાર કરતાં દયા વધારે છૂટે છે.

**સિદ્ધહસ્ત** નાટયકારનું કોમળ હૃદય ધિક્કારની કિનાર સુધી પહોંચ્યું લાગતું નથી; નહિ તો તેઓ આ નાટકમાં બંડખોરી પૂરે-પૂરી જ જમાવત–સમસ્ત અંત્યજવર્ગનો, તેમણે વ્હોરેલી સેવાપરથી હાથ ધોઇ નંખાવીનેઃ અને ત્યારે જ રૂઢિરીઢા હિન્દુસમાજની ધર્માન્ધ-તાનો આબાદ મૃત્યુઘંટ રણકી ઉઠત–અંત્યજવર્ગ બેઠો બળવો જગાડીને આજની ઢીલગંદી જનતાને ચાનક દે તે પહેલાં જ, પ્રસ્તુત

નાટકના ત્રીજા અંકમાં એ પતિતવર્ગને પાવન સ્વરૂપે અપનાવી લેવાયલો જોવાય છે જ; અને તે રીતે, અમૃતસંજીવની જેવું સંજીવ પાત્ર, સમાજમાં વ્યાપેલા અરાજકતાના કોલાહલ જેવા કે બેતાલ બનેલા હિન્દુપ્રથાના બસૂરા જીવનસંગીતના જે ધાંધળિયા સરોદ નાટયારમ્ભે રણઝણાવે છે, તે સરોદ નાટકાંતે મધુમધુરા અને કર્ણપ્રિય બને છે. અઘોર નિદ્રામાં ઘોરતાં 'સનાતની' જીવડાંને, વ્યંગ્યોક્તિમય પુષ્કળ ઠોક લગાવાય છે, જોહરા, સંજીવ, સંતુ, જિની અને મિઠ્ઠી સુધા તરફથી છૂટતાં વચનશર વડે શામર્સ અને સર્જેરાવનાં ચક્ષુ પરનું પડળ–આવરણ નષ્ટ થાય છે, તેમને ખરી ભ્રષ્ટતા કઇ, તેનું ભાન થાય છે, ધમંડનાં પાખંડી પારાયણ સરકી જાય છે, ભૂમિકા સ્વચ્છ થાય છે અને અંતિમ ભાવના ઉચ્ચરાય છે, કે " અસ્પૃશ્યતાનું નિવારણ, એ જ અમારા હિન્દુસ્થાનના ભરતવાક્યનું ઉદ્યાપન."

ઉધાપનના એ અમૃતચોઘડિયા વાસ્તે બ્રાહ્મણ ક્ષત્રિય ને વૈશ્ય શુદ્ર જેવાં નામાભિધાનનું નિકંદન નીકળવું જોઇએ અને કર્માનુસાર ચાતુર્વર્ણ્ય રચાઇને, શિક્ષક, રક્ષક, પોષક, ને સેવક જેવાં નવીનતર નામાભિધાન અંકિત થવાં જોઇએ. આપણે ઇચ્છીએ કે પ્રસ્તુત ભાવનાના ફલિતાર્થ સારૂ મહર્ષિ દયાનન્દના પુનર્અવતારથી, તપોવન જેવી આ પુરાણપ્રસિદ્ધ પુણ્યભૂમિ ફરી તીર્થસ્થાનરૂપ બને અને "ઠક્કરબાપા" જેવા અસંખ્ય ભારતપુત્રો, પુનર્વિધાનના એ પુણ્યમન્દિરે પૂજારીપદે સ્થપાય.

બળેવ/'૮૭
અમદાવાદ

કેશવ હ૦ શેઠ

**સ્થળ** : પુનાની સદાશિવ પેઠમાંનો જુનો વાડો

**સમય** : સાયંકાળનો

**પાત્રો : સંજીવ, સુધા, સર્જેરાવ, શામર્સ, જોહરા અને સંતુ**

**દૃશ્ય :**

[ વાડાની આગળની ઓસરી પર સંજીવરાવ સાઠે બેઠેલો છે. ઓસરીની સામે કોતરકામવાળો લાકડાનો દરવાજો છે. એની બન્ને બાજુ એવી જ બે બારીઓ છે. ઓસરીપર લાકડાનો કઠેરો છે અને ત્યાં આગળથી જ બહાર જવાનો રસ્તો પડે છે. ઓસરી પરથી ઘરમાં જવાની બે બાજુએ બે દરવાજા છે. ઓસરીની બન્ને બાજુએ અવ્યવસ્થિત પડેલી થોડી ખુર્શીઓ અને એક ગોળ ટેબલ છે. ડાબી બાજુની બારીના ખૂણા આગળ એક ટીપોય પડેલી છે. જમીનપર સેતરંજી પાથરેલી છે અને તેના પર મધ્યમાં એક ગાલીચો બીછાવેલો છે. વાડાનો બહારનો કઠેરો નવી ઢબનો અને અંદરનું કોતરકામ જુના જમાનાનું ! એવું આ નવા–જુનાનું વિચિત્ર મિશ્રણ સ્થળે-સ્થળે દૃષ્ટિગોચર થાય છે. જુની ઢબની ભીંતના ગુલાબી રંગ પર કાળભગવાનની કાજળકાળી છાયા પડવાથી આ નવાજુનાના ધિંગાણામાં કાળમાનનો શ્યામ હાથ પણ જોવામાં આવે છે. ગાલીચાપર આમતેમ વિધવિધ પ્રકારનાં વાદિંત્રો પડેલાં હતાં. સંજીવરાવ તેનીજ મધ્યમાં બેઠેલો છે.

જુના નવાની આવી ભેળસેળથી પરંપરાગત ચાલુ આવેલી નાન્દી કેમ શરૂ કરવી ? ઝાંજ વગાડનાર સુત્રધારે કમળનો હાર પહેરી પાઘડીનું ખોખું ચડાવ્યું એટલે હાલની નટી ઉલટો અંબોડો બાંધતાં

આગળ–પાછળ જોવાની નહિ. બિચારા સુત્રધારનાં ગાયન તો કોઇજ સાંભળતું નથી. કદાચ એ એને મ્હોડે પણ નથી હોતાં. તેથી કોઇ પણ રીતે તબલા પેટીનો ઘોંઘાટ કરીને પ્રેક્ષકોને આકર્ષવાની સંજીવરાવને સુચના આપવામાં આવી છે. સંજીવરાવ ઘણો પ્રેમાળ તરૂણ છે. એનું વય અઢાર વર્ષનું છે. બદનપર સ્વચ્છ ખમીસ અને મુલાયમ પોતનું બારીક ધોતિયું, એ જ એનો પોષાક. આંગળીમાં હીરાની વીંટીઓ અને હાથે સોનાનાં કડાં, એની શ્રીમંતાઇની સાક્ષી પૂરતાં હતાં. નાન્દી થયાની પ્રેક્ષકોને પ્રતીતિ થાય એટલા વાદ્યોના અવાજ સાથે નાટયવિધાનનો આરંભ થાય છે]:—

* * *

સંજીવ—લલિતકળાનો શોખ હોવો તે કાંઈ ગુન્હો નથી. આ દિલરૂબા લઇને હું આમ વગાડતો બેઠો, એટલે દરેક ડોળઘાલુએ મારી ખોદણી જ કરવી શું ? માધુર્યનો મહદ્ પ્રેમ જેને સમજાતો નથી–સંગીતનો રણુકાર જેને ગમતો નથી તેને ગધેડાજ સમજવો ! અસ્તુ. લલિતકળામાં મારૂં મન રાચ્યું, અને તેને માટે મેં થોડો સમય ખર્ચ્યો, તેમાં આ મુજીઓના ડોળા પહોળા કેમ થઇ જતા હશે વારૂં ? ખેર. ત્યારે તો હવે તેમને ચીડવવા સારૂ જ દિલરૂબા લઇને બેધડક દિલને બહેલાવવાનો. નહિ–આ તબલાજ ઠોકું કે સારીપેઠે ઘોંઘાટ થાય.–એ કરતાં તો આ પેટીજ ઠીક પડશે. કેમકે મુંજાઓની આ સહી મુળથી જ પેટીનો ઘોંઘાટ સાંભળવામાં ટેવાઇ ગયલી છે ! (પેટી વગાડે છે) છટ ! આજે કેમ કાંઇ જામતું નથી ? તાલ સિવાય એકલા સુરથી તે શી રમઝટ જામે ! અહાહા ! જાતેજ પેટી વગાડતાં, સાથે સાથે તબલાનો ઠેકો પણ લઇ લાકાતો હોત તો ? બસ કમાલ ! (ફરી તબલા વગાડવા માંડે છે અને તાલના ઠેકાને મળતો ઠેકો દેતી સુધા, ચરણના નુપુર ઝણઝણાવતી પ્રવેશ

કરે છે. સુધા સંજીવરાવની પત્ની હોઇ "સોળ વર્ષની સુન્દરી" હતી. એના પોષાકમાં પણ જુના-નવાનું પુનાશાહી મિશ્રણ જોવામાં આવે છે.) વાહ! વાહ! બેશક બરાબર તાલસર: હં! હં! એમજ તાલસર. બિલકુલ બેતાલ થતી નહિ.

સુધા—હું કદી બેતાલ થઇ છું?

સંજીવ—ખલ્લાસ, બધું બગાડી નાખ્યું. સમના ઠેકાપર ઝાંઝરનો તાલ આપવો છોડી આ આમ ઉભી રહી અને તાલનો તબેલો કરી નાખ્યો!

સુધા—એ...મ્હે? તે હું શું નાચતી નાચતી આવતી હતી, એમ?

સંજીવ—ત્યારે નહિ? બસ, ભગનાશ થઇ ગયો!

સુધા—અને મને હતાશ કરી હોય તેનું શું? કાલના રીઝલ્ટમાંય નપાસ જ ને?

સંજીવ—હા, નપાસ! તેથી હું નથી ડરતો, જા. આ વર્ષે તો શું, પણ આવતે વર્ષેય ભલેને નપાસ થવાય; પરવા નહિ!

સુધા—છે કાંઇ લાજ શરમ! બબ્બે વર્ષ લાગલાગટ નપાસ...

સંજીવ—એતો ઠીક છે કે આ પહેલાં મને પરીક્ષામાં બેસવા નહિ દીધો; નહિતર એકસામટાં પાંચ વર્ષ નપાસ ન થયો હોત? તને ખબર નથી. જેને લલિતકળાનો શોખ છે, તેનો ગણિતનો વિષય કાચો હોવો જ જોઇએ. કેરુનાના છત્રે એટલે મોટા ગણિતશાસ્ત્રી: ગાણું શરૂ થયું કે ઉંઘવા માંડવાના. મોટા મોટા રેંગલરો જુઓ, એને ગાયનમાં કશી જ ગતાગમ પડવાની નહિ. આટલા મોટા લોકમાન્ય ટિળક; ગણિતશાસ્ત્ર એટલે એમના હાથનો મેલ, પણ ગાયન સાંભળવાનો પ્રસંગ આવ્યો કે—(તબલા વગાડે છે) જવા દે એ

વાત. આમ છે ત્યારેઃ હવે જો. (ફરી પેટી વગાડે છે) મેટ્રીકની પરીક્ષામાં ગણિત સિવાય ચાલતું નથી, ગણિતને બદલે જો સંગીત હોત (તબલાપર થાપ મારે છે.)

સુધા—બસ કરો હવે તમારાં તબલાંના ટપકા!–મારી તો સરખી સમાણી સહિયરો હાંસી કરે છે. તમારા જેટલી ઉંમરના તો છોકરીઓ સુદ્ધાં હવે બી. એ. થવા લાગી—

સંજીવ—That's it! એટલે જ અમે પાછળ રહેવાના. છોકરીઓ સાથે હરિફાઇ! ગજબ નવાઇ! તો તો પુનાનું નામ જ બુડેને? શું કરવા આ પુનામાં જન્મ લીધો? એના કરતાં મુંબઇમાં—

સુધા—હવે છાલ મેલો. બધું સારી પેઠ સમજું છું. બળ્યું આતે શા ઢંગ! આખો દિવસ ગાવું ને બજાવવું? લોક મને ટોકી ખાય ને મારે નીચું જોવું પડેને; અહિં તો મુવું ગાયન જ બંધ ન થાય! આજલગી તો શિખવવાને ગવૈયો જ આવતો હતો; પણ હવે પેલી મુઇ કોણ આવે છે તે? લોક તો મને જાણે પીખી જ નાખે છે. બૈરાંને શિખવવાને પુરૂષ ગવૈયાઓ જાય છે–મોટા ખાં સાહેબો સુદ્ધાં જાય છે–પણ અહિંનું જગત્ તો ઉલટું જ ખુલે છે!

સંજીવ—તું ભૂલે છે; સ્ત્રીઓને બહુમાન અપાયલું જોઇને તારા જેવી સ્ત્રીને તો ઉલટો આનંદ થવો જોઇએ. પરીક્ષામાં મેં જેમ એ લોકને ખુશખુશાલ આગળ જવા દીધા, તેમ ગાવામાંયે તેમને ગુરૂસ્થાન આપ્યું છે. મારા આ નવીન સુધારા માટે તારે તો મને ઉલટાં અભિનંદન દેવાં ઘટે.

સુધા—જુઓ, તમે મને સાવ સ્પષ્ટ વાત સુણાવી દેવાની ફરજ પાડો છો, હં કે! બોલો તે નાયકણ છે ને?

સંજીવ—બેશક, તે ગાનારાઓની નાયકા છે, અને સમસ્ત દેશમાં એના જેવું સંગીતજ્ઞાન બીજા કોને છે?

સુધા—તે હું શું જાણું? પણ એટલું તો ખરૂંને, કે ગાતાંજ શીખવું હોય તો ગવૈયા પાસે શીખવું જોઇએ. પણ આતો મુઇ–

સંજીવ—ખબરદાર, મારા ઉસ્તાદને ગાળ દેશે તે મારાથી નહિ સાંખી શકાય, સમજી?

સુધા—ઉસ્તાદ તો આબાદ! પીટી પૈસાખાઉ!

સંજીવ—સંગીત શીખવવા માટે તે એક પૈસાની પણ આશા રાખતી નથી.

સુધા—સંગીતનું તેણે સદાવ્રત ખોલ્યું હશે! બધું સમજું છું. કાંઇ ભોટમામી નથી, સમજ્યાને? એવી વેશ્યા મારે આગણે ન જોઇએ!

સંજીવ—તારે આંગણે? ત્યારે આ ઘર મારૂં નહિ? ઠીક છે; તો અમે જ એને આંગણે જઇશું હવેથી.

સુધા—જવા દઇશ તો ને? આવા ઢંગ મને નહિ પરવડે.

સંજીવ—વાહરે બીરવમાવ! અરે! એ તો મારા બાપુની દાદીની દાદીની જગ્યાએ શોભે એમ છે.

સુધા—એ કાંઇ એટલી બધી ડોશી નથી. ગાવાનું શીખવું છે તો અહીં મારી નજર સામે જે શિક્ષણ લેવું હોય તે લ્યો; અને બીજું સાંભળ્યું કે?–સર્જેરાવ બાબા આવેલા છે. માટે ચાર દિવસ તમારે સંગીતશિક્ષણ બંધ રહેશે તો ચાલશે.

સંજીવ—અત્યાર સુધી સર્જેરાવ 'ગાર્ડીયન' હતા. હવે હું સગીર મટી વયમાં આવ્યો. તે મારી મિલ્કત હવે મને પાછી સોંપનાર

છે, તેથીજ, મને લાગે છે, ગાર્ડીયનગિરીનો અધિકાર તું તારા પોતાના હાથમાં લેવા લાગી છે ! તે કાંઇ ચાલશે નહિ. આ હું આમ પેટી વગાડતો બેસીશ, કોણ મને અટકાવે છે તે જોઉં તો ખરો ?

[ સર્જેરાવ પ્રવેશ કરે છે. સર્જેરાવ જાતે મરાઠો (ક્ષત્રિય) છે. એનું વય આશરે પંચાવન વર્ષનું છે. ચહેરા પર કરચલિયો વળેલી છે, તો પણ મુખમુદ્રા ગંભીર છે. એણે શેરવાની સુરવાળ પહેરેલી છે અને માથે વડોદરાશાહી રાતી પાઘડી પહેરેલી છે. શેરવાની પર જરીનો દુપટ્ટો, સામાન્ય રીતે બ્રાહ્મણીઆ ઢબે ઓઢેલો છે. ]

સર્જેરાવ—વાહ ! આખો દિવસ પેટી જ વગાડતો લાગે છે ?

સંજીવ—કેમ ભલા ? કોઇ કોઇ વેળા દિલરૂબા લઇને પણ થોડો વખત બેસું છું. તબલા...સીતાર પણ કાંઇ બિલકુલ બાજુએ નાખી મુક્યા નથી.

સર્જેરાવ—સંજીવ, બેટા, તું સમજણો થયો. આવી મૂર્ખાઇ હવે તને ન શોભે. જો પેલી તારી વહુ, કેવા ઉતરેલે ચહેરે ઉભી રહી છે ?

સંજીવ—તે તદ્દન મેથેમેટીશીયન છે, બાબાસાહેબ ! વિલાયત મોકલી હોય તો સિનીયર રેંગલર પણ થઇ આવે; એટલો બધો એને ગાયન માટે તિરસ્કાર છે.

સર્જેરાવ—આ શું ? આટલી વયે હવે હું તમને લઢું એ અયોગ્ય કહેવાય. હું જાતે મરાઠો. તમારા બાપુના પ્રેમને લઇને તમારો ગાર્ડીયન થયો. તમારો બ્રાહ્મણોનો વહેવાર આજ સુધી બ્રાહ્મણોની રીત પ્રમાણે ચલાવ્યો. કોઇયે મને બદનામ કીધો નથી. તમે પણ આજ લગી મારૂં વચન ઉથાપ્યું નથી. તમારા લાડકોડ પૂરવા માટે આ આઠ વર્ષમાં મેં તમને કોઇ પણ વાતમાં નિષ્કારણ આડખીલી નાખી નથી; પણ હવે પછી જો તમે આમ જ કરવા માંડો, તો મારા શિક્ષણથી, તમે સગીર મટી વયમાં આવતાં જ બગડયા, એવો મારા

પર આરોપ આવે કે નહિ? આજે શામર્સ (Chalmers) સાહેબ આવવાના છે. તે તમારા બાપુએ સ્થાપેલી બેંકના ઘણા જુના મેનેજર છે.

સંજીવ--ભોગ મળ્યા! ફરી પાછો ગણિતનો સવાલ આવવાનો! સર્જેરાવ બાબા, મહેરબાની કરો. ગમે તે કહો, પણ આપણી પાસે રૂપિયા, આના પાઇની વાત નહિ જોઇએ. શામર્સ સાહેબ આવશે તેમને પણ હું એજ કહેવાનો.

સુધા--ગમે તેમ ભરડી મારવાનું નથી, હં કે! ઘરની ઇજ્જત પર પાસે સાચવવી જોઇએ એમ તમને નથી સમજાતું?

સંજીવ—તો પછી તેમને એમ જ કહીશ, કે હું સગીર જ છું. સમજણો થવાને મને હજી ત્રીસ ચાળીશ વર્ષ લાગશે. બેંકના વહિવટ સંબંધમાં અગાઉની માફક સર્જેરાવ બાબા સાથેનો જ વહેવાર ચાલુ રાખો.

સર્જેરાવ--સુધા, અહીં આવ બેટા, આ તબલા પેટી અંદર લઇ જઇને મુક જોઉં (સર્જેરાવ પણ ગણિતશાસ્ત્રી હતા શું? બિચારી સુધાએ મોટેરાંનો હુકમ માન્ય કીધો.) સંજીવ, શામર્સ સાહેબ મોટા સજ્જન માણસ છે. (બેંકના મેનેજર હમેશાં સજ્જન જ હોય છે) યુરોપીઅન લોકમાં એવો પ્રેમાળ માણસ ક્વચિત જ જોવામાં આવશે. (કેવું અજ્ઞાન! બધા જ યુરોપીઅનો કાંઈ પ્રેમાળ નથી હોતા!) આપણી બેંકની એમને બહુ કાળજી છે....

સંજીવ--શાબાશ! તો તો મારે કશું જ જોવાનું રહેતું નથી.

સર્જેરાવ--કેમ નહિ? આપણો વહીવટ આપણે જ સંભાળવો જોઇએ. બીજાને મોએ પાણી પીવાથી તરસ છીપતી નથી. એથી તો કદાચ બીજાની બુદ્ધિ પણ ભ્રષ્ટ થાય. સંજીવ, આવી જીદ હવે તને છાજતી નથી. ફરી એની એજ વાત આવી. આ સુદ્ધાં બે વખત આવો ઘોંટાળો થયો.

સંજીવ--સર્જેરાવ બાબા, એ ઘોંટાળો જ કાઢી નાખો. હું હતો તેવો જ હજી સગીર છું. કરો, તમારે ને મારે આ બધી પંચાત શું કરવા જોઇએ? હું સગીર છું. તમે મારા પાલક છો. શામર્સ સાહેબને પણ એમ જ કહો. આજ લગી મેં તે મને કદી જોયા નથી, હવે પછી જોવાની મારી ઇચ્છા નથી. એમની સાથે મને પુરૂં ઇંગ્રેજી સુદ્ધા બોલતાં આવડવાનું નથી.

સર્જેરાવ--એની ફીકર તારે ન કરવી. એમને મરાઠી ઘણું સારી રીતે બોલતાં આવડે છે.

સંજીવ—મરાઠી નહિ અને ઇંગ્રેજી પણ નહિ. હું મારે અંદર જઇને દિલરૂબા વગાડતો બેસું છું. જોહરાબાઇ આવે તો તેમને અંદર મોકલી આપજો એટલે પત્યું.

સર્જેરાવ—જોહરાબાઇ? જોહરાબાઇ કોણ?

(જોન શામર્સ આવે છે. શામર્સ બીજા સાહેબોના જેવાજ સાહેબ હોઇ તેનું વર્ણન કરવું અસ્થાને ગણાય. પ્રાંતિક ભેદને લીધે હિંદીઓમાં છે તેવો એમના પોષાકમાં ભેદ ક્યાં હોય છે? એમનું વય આશરે ચાલીસ વર્ષનું છે. અંદર આવતાં જ એ આમતેમ જોવા લાગે છે. પુનામાં હેટસ્ટેન્ડના પ્રચારનો પગપેસારો હજી થએલો ન હોવાની ખુર્સી પર લાકડી--ટોપી મુકીને તેમણે સર્જેરાવની સાથે હસ્તધુનન કર્યું.)

સંજીવ—ચા...લો, જવાબ આપવામાંથી તો છુટયો! (ડાબી બાજુના દરવાજેથી અંદર પ્રવેશવા જાય છે.)

સર્જેરાવ—Good day Mr. Chalmers (સંજીવરાવને

પકડી આણીને ) આ અમારા સંજીવરાવ, તમારી બેંકના સંસ્થાપકના ચિંરજીવી, અને બેંકના હાલના માલિક.

શામર્સ—Glad to see you, my boy! સાઠે સાહેબની આબાદ બીજી પ્રતિમા જ દેખાય છે!

સંજીવ—Glad to see you મીસ્ટર ચામાર્સ ( શામર્સ ચમકે છે ) સર્જેરાવ બાબા, ઉચ્ચાર ચુકયો લાગે છે! ( આ ખોટો ઉચ્ચાર જાણી જોઇને નહોતો કરેલો શું ? ) મેં સ્પેલીંગ પ્રમાણે ઉચ્ચાર કર્યો. આ ઇંગ્રેજીના સ્પેલીંગો જ ભારે અણઘડ!

શામર્સ—કંઇ હરકટ નહિ...કંઇ હરકટ નહિ. મુંબઇ આવીને રહેશો, કે બધા ઉચ્ચાર આપોઆપ સાફ સુધરી જસે. મને જ જુઓને, વિલાયટી માનસ, પન મરાઠી કેટલું સુંડર બોલું છુ. What do you think Mr. Salvi ?

સર્જેરાવ—વાહ! વાહ! એમાં કાંઇ પૂછવાનું હોય ? આપનું મરાઠી અસ્સલ મરાઠાને પણ શરમાવે.

સંજીવ—હું હવે જાઉં છું. મારૂં માથું દુઃખે છે. ( જવા માંડે છે. )

શામર્સ—Wait a minute, please: મીસ્ટર સાલવી, બેંકનો વહીવટ હવે પછી આ એમની સહીડી ઠવો જોઇએ. નિડાન એમની સહીનો ઓથોરીટી લેટર તો મને મળવો જ જોઇએ. આજ ટણ ડિવસની ટમામ આયટમો એમની એમ સ્ટેડીંગ રાખવી પડી છે. સંજીવરાવ, ટમારી સહીની મને જરૂર છે.

સંજીવ—મારી સહીનો એક સિક્કો બનાવી લ્યો. રોજ રોજ

સહી કરવાની મને ફુરસદ ક્યાં છે? તમે મુંબઇમાં, હું અહિંયાં-પુનામાં...

શામર્સ—ટમે મુંબઇ જ આવો. મારી નજર આગળ ટમારૂં રહેવાનું થશે, કે ટમે ભાષામાં ઇંગ્લીશમેનોને પણ છક્ક કરી નાખશો.

સંજીવ--(સ્વગત) શક્ય છે. હાલમાં જ જો હું ઇંગ્રેજી બોલવા માંડું તો ઇંગ્લીશમેનો પણ છક્ક થઇ જાય. પણ એમને છક્ક કરી નાખવાનો મેં હજી નિશ્ચય કર્યો નથી. (જાહેર) મીસ્ટર ચામાર-નહિ શામા-નહિ શામર્સ, તમને ગાતાં આવડે છે કે હં?

શામર્સ—Of course, music is my sole pleasure in life.

સંજીવ--મરાઠી કે હિંદી?

શામર્સ—Of course! મરાઠી નહિ પણ હિંડી ગાયન મને સારી રીટે સમજાય છે.

સર્જેરાવ—ચહા લાવવાને કોઇને કહ્યું કે? (ખંડુ ચહા લાવીને ટેબલ પર મુકે છે. બંને જણ પીવા માંડે છે.) આ પુનામાં કેક્સ પણ સારાં મળતાં નથી.

શામર્સ—મને માત્ર ચહા બસ છે. Now to business...

સંજીવ—સારા કેકસો મંગાવું છું, હં! (સર્જેરાવના કાનમાં) હવે હું અહીં આવવાનો નથી, હં! રૂપિયા...આના...પાઇ! હંબગ! હું જીવું એવી તમારી ઇચ્છા છે ને? હું આવવાનો નથી. જોહરાબાઇ આવે તો તેમને અંદર મોકલાવજો.

સર્જેરાવ—એ જોહરાબાઇ કોણ? (સંજીવરાવ ડાબી બાજુના દરવાજેથી દોડતો અંદર જાય છે.) છોકરો ચક્રમ છે. Fatherless

child એટલે લાડમાં ઉછેર્યો : વ્યવહારથી જરા બીએ છે.

શામર્સ—ધીમે ધીમે સર્વ કાંઇ એની મેળે આવડસે. ( અંદર પેટી વાગવા માંડે છે) ગાવાનો છંદ બહુ હોય એમ લાગે છે ! જો કે ગાતું કાંઇ ખરાબ નથી, માત્ર શિક્ષક યોગ્ય જોઇએ.

( જોહરા પ્રવેશ કરે છે. તે વેશ્યા છે. ગ્રામોફોનની પ્લેટો આ જોહરાબાઇની જ હશે એમ ખાત્રીથી કહી શકાય નહિ. એનું વય પણ ચોક્કસ કહી શકાય નહિ; અને કઇ વેશ્યા પોતાની ઉમ્મર ખરી કહેશે ? જોવામાં તે ત્રીસ ચાળીસની વચમાંની દેખાતી હતી. તેનો પહેરવેશ બીજી વેશ્યાઓ પ્રમાણે જોકે ચટકદાર નહોતો. તોપણ સૌન્દર્યને શોભે એવો છતાં સાદો હતો. કપાળમાં ચાંલ્લો ન હોવાથી અને પોષાક પહેરવાની ઢબપરથી તે મુસલમાન હોવી જોઇએ એમ લાગે ખરૂં, પણ બારીકાઇથી જોનારને તેનો ચહેરો હિંદુ જેવો લાગતો.)

જોહરા—આદાબ, મહેરબાન, આદાબ ! સંજીવરાવ કયાં છે ?

સર્જેરાવ—આવો બેસો, આદાબ, આપ જ જોહરાબાઇ ને ?

જોહરા—સંજીવરાવ અંદર છે કે?

સર્જેરાવ—આપ મુસલમાન હો એમ લાગે છે ! આપ જ સંજીવરાવને ગાતાં શીખવતાં લાગો છો ! તે કાલે મુંબઇ જનાર છે. કાલથી આપે આવવાની જરૂર પથી. મહેતાજીને કહીને આપની બાકી રકમ હમણાં જ ચુકતે કરાવી આપું છું. અરે કોણ છે ?–

જોહરા—મારી રકમ મુદ્દલ બાકી નથી. પૈસાની આશાયે હું ગાયન શીખવવાને આવતી જ નથી. હું પણ મુંબઇ જ જાઉં છું, અને તેજ કહેવા સારૂ ખાસ આવી છું. સંજીવરાવનો મેળાપ ન થવા દેવો એવી જો તમારી ઇચ્છા હોય, તો મારો આટલો સંદેશો એમને કહેજો.

શામર્સ—બાઇ, આમ ગુસ્સે ન થાવ. હું યુરોપીઅન છું પણ મને સુદ્ધાં, આ રીટ જોઇને આશ્ચર્ય લાગ્યું! આવા બાળક છોકરાને નાડે લગાડવાની ટડબીર રચવી એ ઠીક નહિ. કુળ શીલ જોવું જોઇએ.

સર્જેરાવ—બાઇ, આપ કળાનાં ભારે પ્રેમી હશો, એ હું નાકબુલ કરતો નથી. પણ તમને કળાનો પ્રેમી બીજો કોઇ મળ્યો જ નહિ? સંજીવરાવ જેવા કુમળા છોકરાને નરકના રસ્તે લઇ જવો—

જોહરા—બસ્સ–મોં બંધ કરો. હું અહીં આવી એજ પહેલી ભૂલ કીધી. એક સ્ત્રી પુરૂષને શિક્ષણ આપે એ પુરૂષજાતિના અભિમાનને આઘાત કરનારૂં અને પુરૂષની સત્તાને કે તેના ન્યાયના શિખરને જમીનદોસ્ત કરનારૂં જ બડેમિયાંને લાગશે એમ મેં નહિ ધારેલું. અદનો ફર્જંદ હોય એવા ભાવથી એને મારો શાગિર્દ કરવો, એવી આશા રાખીને જ. આ છોટાસાહેબ, હું શીખવવાને આવતી હતી; આવું અપમાન સાંભળવાને નહિ!

સર્જેરાવ—( એને ન જોતાં ) બંદગી, બિબીજાન. બંદગી. હવે આપ પધારો. ( જોહરાબાઇ મુખ્ય દરવાજેથી બહાર જવા માંડે છે. પ્રવેશ કરતો સંજીવરાવ તેને જતી અટકાવે છે.)

સંજીવ—આદાબ, ખાંસાહેબ, આદાબ! આઇયે, તશરીફ લાઇયે.

સર્જેરાવ—સંજીવરાવ, કાલે તમારે મુંબઇ જવાનું છે.

સંજીવ—આજ મારે તોડીની સુરાવટ મેળવવાની છે.

સર્જેરાવ—હવે તોડ કરવાનું શકય નથી, બલ્કે સંજીવરાવ, એ મોહને જ હવે તોડવો પડશે. સાહેબ સામે કદી પણ નહિ વાપરેલી ભાષા આ વખતે મને વાપરવાની ફરજ ન પાડો.

જોહરા—કોઇના પણ મનના કચવાટનું કારણ બનવા હું ઇચ્છતી નથી. છોટેસાહેબ, મને જવા દ્યો: હું પણ આજે મુંબઇ જ

જનાર છું. તમારૂં ત્યાંનું ઠેકાણું કહો. ઇચ્છા હશે તો હું તમને તાલીમ આપવાને ત્યાં કોઇપણ વખતે તૈયાર જ છું. (ખંડુ ફરી ચહા લઇને આવે છે.)

સંજીવ—ઉભાં રહો, ચહા પીને જ જાવ.

સર્જેરાવ—જવા દે. એમને સંકોચ થાય એવું શું કામ કરવું? (ચહાનો કપ હાથમાં લઇને બાજુએ જાય છે. સાહેબો કરતાં હિંદી વેશ્યા અસ્પૃશ્યને?) અરે એ? પેલી બીજી ટીપાય અહીં લાવ જોઉં. (બીજા ટેબલપર બેસીને ચહા પીવા માંડે છે.)

સંજીવ--કાંઇ નહિ. આ ટેબલપર જ આપણે સર્વ ચહા પીએ. (ધિક્કાર હોજો આવા ભ્રષ્ટ તરૂણને) મી. ચામાર-ભુલ્યો ચામર્સ, તમને કંઇ હરકત નથીને?

ચામર્સ--She is a pros., Mr. Sathe!

જોહરા--No, I am not, I am only a pure musician.

સંજીવ--સુધા, તારે ચહા પીવી છે ના? અહિંયા આવ જોઉં.

સર્જેરાવ--સંજીવ, સંજીવ, આ શું? આજ તને આ થયું છે શું, હેં? આજ લગી તેં કદી મને અપમાન કરનારો એક શબ્દ સુદ્ધાં વાપર્યો નથી, અને આજ આ સાહેબ સામે...

સંજીવ—સાહેબના દર્શનથી જ મને આજ નવી સ્ફૂર્તિ આવી છે!

ચામર્સ--મને આવું વર્ટન કોઇ પન ડિવસ ગમવાનું નથી.

સંજીવ--ત્યારે તો તમે ઇંગ્લીશમેન નથી એમ જ હું કહીશ. કોઇ પણ ઇંગ્લીશમેન મારો આ બાબતમાં દોષ કાઢે એમ મને

લાગતું નથી. માનવસમાજનો સાધારણ હક્ક સુદ્ધાં મારે ભોગવવો નહિ, એમ શું આપનું કહેવું છે ?

ગાયન ૧ *

જોહરાબાઇ, ચહા લ્યો. લો સાહેબ, ચહા લ્યો.

જોહરા—અપમાનથી દુષિત થયલી ચહા મને કેમ મીઠી લાગે ?
(ઉઠીને જવા માંડે છે.)

સંજીવ—પુત્રને હાથે માતાનું અપમાન કદ્દીયે થતું નથી. માતૃત્વના વાત્સલ્ય—શબ્દકોશમાં અપમાન શબ્દ હોતો જ નથી, અમ્માજાન! (તેનો હાથ પકડી બેસાડી ચહા આપે છે.)

(સંતુ ચમાર પ્રવેશ કરે છે, અને બારણામાં ઉભો રહે છે. સંતુની ઊમ્મર પીસતાળીશ વર્ષની છે. તે શરીરે મજબુત હોઇ રંગે એકદમ ગોરો હતો. શરીરે એક પહેરણ, ટુંકુ ધોતિયું અને માથે લાલ પાઘડી; આ એનો પોષાક: કકડામાં વીંટાળેલા જોડા બગલમાં ને એક જોડી એના હાથમાં હતી.)

સંતુ—જોહરાસાબ.

જોહરા—મને એ કોણ હાંક મારે છે!

સંતુ—જોહરાસાબ, આ જોડા લાવ્યો છું.

---

* ગાયન ૧

(ભીમપલાસ–ત્રિતાલ–ગોરે મુખ સો મોરે)

જો કાં સજલા લોકાં મિળવાયા
અગંતિક જરિ મની વચની હી વાયા—ધ્રુ૦
વચનિં જરી ચટુલ પટુતા વિગુણાં
વિરતી કુટિલ જનિં સદા ભાસમયી
નાશિ માયા—૧.

સર્જેરાવ—અરે એ ગદ્ધા, પ્રથમ આઘો જા, તારો પડછાયો પડે છે ને અહિંયાં? આ જો–આ જો! આ ટેબલ સુધી તારો પડછાયો પડ્યો છે. અરે એ ખંડૂ–સંત્યા! ખસી જા અહીંથી: અરે ખંડૂ. આ જાજમ વિંટાળી લે–અહિં સુધી.

(ખંડુ જાજમ વિંટાળવા માંડે છે. સંજીવરાવ તે ખેંચીને સરખી કરે છે ને ખંડુને અંદર જવા કહે છે.)

સંજીવ—પેલા જોડા અહિંયાં લાવો. આમ અંદર આવો.

સંતુ—શેઠસાબ., મને ગરીબને શું કરવા જોડા ખવડાવો છો? હું ચમાર છું. પરમેશ્વરે મને ચમારના કુળમાં જન્મ આપ્યો. મારી ઈચ્છા વિરૂદ્ધ હું ચમારની જાતિમાં જન્મ્યો. જન્મતાં પહેલાં કોઇએ મને પુછ્યું હોત, તો આ જાતમાં જન્મ લેવાને મેં સાફ નાજ પાડી હોત. પણ હવે નિરૂપાય! મારી જગ્યા આ ઓટલા નીચે છે. અહિંથી જ તમને આ જોડા આપું છું. (જોડા ફેંકે છે.) પસંદ ના પસંદ કરવા એ આપની મુન્સફી પર છે.

સંજીવ—થોડી ચહા લેશો કે સંતોબા?

સંતુ—જોડા પસંદ પડે છે કે?

સંજીવ—જોડા પસંદ પડ્યા એટલે જ પુછું છું, ચહા લેશો કે થોડી? (એનો હાથ પકડીને અંદર લઇ જાય છે.)

સર્જેરાવ—આ તો ગજબ થયો! નાયકણને લાવીને અહીંયાં મારા માથે નચાવી; હવે આ ચમારને મારી છાતી પર બેસાડવાનો છે કે શું!

સંજીવ—આ જોડા હમણાં જ મને મળ્યા ને? સંતોબા, જોડા ભારે પુણ્યશાળી–ભારે પરાક્રમી છે. તે પગ નીચે ચગદવા કરતાં

આમ મસ્તક પર ધારણ કર્યા—

સર્જેરાવ—નાખ-જોડા નીચે ઝીંટી દે! ખંડયા, પ્રથમ આ બધી ન્હા લઇ જઇને બહાર ગટરમાં ફેંકી દે. આ બ્રાહ્મણ-આ બ્રાહ્મણ, સમજ્યાને સાહેબ-હવે અમને મરાઠાઓને પણ શરમાવવા લાગ્યા છે. આ બ્રાહ્મણો આમ બહેંકયા-આ બ્રાહ્મણો આમ ભ્રષ્ટ થયા-શું કહું જોહરાબાઇ, મારૂં મરાઠાનું લોહી આમ ઉકળવા માંડે છે. ને તમે તો આ છોકરાના મોંમાં છાણાં થાપો છો! (શ્રાવણીમાં કરવાનો સંકલ્પ આ વેશ્યાને શી રીતે સમજાય? જોહરાબાઇ ઉપરનો પહેલાંનો ગુસ્સો ડામો બિકુલલ કેવી રીતે ભુલી ગયો?) અરે, બધા લોકો કહેશે, આ મરાઠાએ જ આ છોકરાને બગાડયો! મને આવો ભ્રષ્ટાચાર કદીયે ગમનાર નથી.

જોહરા—છોટેસાહેબ-વડિલ માણુસો આગળ દુરાગ્રહ કરવો નહિ. હું તમને કહું છું; મારૂં સાંભળો. સૌ કોઇને પોતપોતાના ધર્મ પ્રમાણે ચાલવું એજ સારૂં. (પણ ધર્મની વ્યાખ્યા શી? શું ધર્મ એટલે રૂઢિ?) વડિલનો શાપ કુળનો નાશ કરે છે.

**ગાયન (૨)** *

---

* **ગાયન ૨**

( બિહાગ; ત્રિતાલ-તોં તાના દ્રંદ્રે તદેર્નાં )

જો ગુરુજન વચાલા ન માની,
વિવાદા જો આણી
સદા, ત્યા ભ્રમાને
કુટિલ કુમતિ મલિન કપટિ જગિં ફસવિતિ-ધ્રુ૦
ગમત વિમત વડિલિં યદા
કરી મનન તયા ભય ન
અનુગત નિજ મતિં કરિ જન સુજન ગણુનિ-૧

સંતોબા, હવે તમે જાવ. તમારૂં અપમાન થયું હોય તો દરગુજર કરજો.

સંતુ—હું તો બાઇસાબ, તમારા પગનો જોડો. પગના જોડા ચગદાયા કે તે આનંદથી ખખડે છે. જોડાવાળા હાથે દેવમંદિરના દરવાજા ચમાર સુદ્ધાં ઉઘાડતો નથી. બિબિસાબ; આ હાથે જ અમે જોડા બનાવીએ છીએ. દેવને ત્યાં ચામડાનાં ફુલો પણ મંજુર થાય છે. છોટેસાબ, ધન્યવાદ—આ સંતુ ચમાર તમારા પગનો જોડો છે. ચગદી નાખશો તો જ એનું આયુષ્ય વધશે. ફુલો માથા પર ચઢે છે, છોકરાને પણ ઉંચકી માથા પર બેસાડાય છે. જીવતાં છોકરાંના ચામડાની માણસને છીંટ આવતી નથી, દેવને પણ તેની છીટ નથી. જીવતી ગાયનું દુધ દેવના નૈવેદ્યમાં ચાલે છે, પણ મરેલી ગાયનું ઉપયોગી ચામડું જીવતા માણસને પણ ઓટલા નીચે ઉભા રખાવે છે!

શામર્સ—યુ સુવર—

સંતુ—કોણ? તું?

શામર્સ—ચુપ. જાડા બાટ મટ કરો. જબાનસે એક લફ્જ ભી મટ નીકાલો. ગદ્દેકી ઔલાદ.

સંતુ—આપના પિતાની પણ મને ખબર છે. મારા પિતા ગદ્ધા નહોતા એટલે જ મારે આમ પડછાયાથી બ્હીવું પડે છે. જોહાર માય બાપ, ખાવિંદ, જોહાર! બિબિસાબ, આપના પગ પર માથું અહિં દુરથી જ મુકું છું. (જાય છે.)

સંજીવ—(એક મિનિટની સ્તબ્ધતાનો ભંગ કરીને) સાંભળ્યું સર્જેરાવ બાબા. મનપર કાંઇ અસર થઇ કે? અમ્માજાન, પેલી તોડીના 'તરાણા' કહો જોઉં મને. (ગાવા માંડે છે.)

શામર્સ—Has he gone mad?

સર્જેરાવ—મેડ! હવે એ સમજણો થયો. સ્વતંત્ર થયો! ઘમંડ ચડવા માંડયું! અરે છોકરા, હું હતો તો આજે તું અહિંયાં છે. નહિતર આ બધી દોલતનાં ફનાફાતિયાં થઇ ગયાં હોત. ચાલો સાહેબ, આ પાપ હવે તમારે ગળે જ ઓળવું છું.

સંજીવ—સા રે ગ મ ધ નિ સા–રે સા નિ ધ પ મ ગ રે સા. ધ નિ–સા રે ગ, બીનસમજણો કે સમજણો થયો તોપણ ધનિ–સારેગ. સર્જેરાવ બાબા, સાહેબ સાથે મુંબઇ જવાની અમારી પૂર્ણ સંમતિ છે.

સર્જેરાવ—જોહરાબાઇ, મને લાગે છે કે તમે પણ એને સંગીત શીખવવા મુંબઇ આવતાં રહો. (આ ગોધામૃતનું પરિણામ! એમાં ચમાર કરતાં વેશ્યા વધારે ઉજ્જવળ, આ તો સિદ્ધાંત જ છે!) ચાલો સાહેબ, બેંકના મુખ્ત્યારનામાનો દસ્તાવેજ પહેલાં તૈયાર કરી લઇએ.

શામર્સ—Good day-Good day all of you.

(બન્ને જણા ડાબા દરવાજેથી ઘરમાં જાય છે).

જોહરા—છોટેસાહેબ, અવિચારથી સુધારો થતો નથી. અત્યાચારથી પણ સુધારો થતો નથી. પ્રત્યેકને તે રીતસર સમજાઇ ગયા સિવાય તેની આંખ ઉઘડનાર નથી. હુ શું કહું છું તે સમજાય છે ને?

સંજીવ—ધ નિ સા રે ગ. અમ્માજાન–ધ નિ–સા રે ગ. હું પણ હવે ધનિ જ થઇશ. ભુલ્યો, બુડયો તો બહેતર. બીજાને ખોબે પાણી પીને જીવવા કરતાં પોતાની ભુલથી, ગળે સોસ પડીને મરી જઇએ તો શું ખોટું? તર્યો તોયે હુંજ; બુડયો તો પણ મારી જવાબદારી મારા પર. અમ્માજાન, અર્ધા કલાક અગાઉ હું સગીર હતો. આ ક્ષણેજ હું સગીર મટી વયમાં આવ્યો. હવે મને એક અટપટો રાગ કહો જોઉં. સુધા–સુધા–(સુધા આવે છે) સાંભળ્યું કે? હું હવે સમજણો થયો, હવે હું પુખ્ત વયની બુદ્ધિના જોરે તને કહું છું.

મારા ગાવાનાં સઘળાં સાધનો જેવી લઇ ગઇ હતી તેવીજ અહીંયાં લાવીને રજુ કરી દે. (સુધા જાય છે.)

ધ નિ–સા રે ગ ! વા ! અમ્માજાન. તોડી જેવો બીજો મધુર રાગજ નહિ. સમયકાળ જુઓ નહિ. આ પ્રદોષ સમયે જ હું હવે તોડી છેડીશ. (સુધા વાજીંત્રો લાવીને ખડકે છે.)

જોહરા—હવે રહેવા દો. આજ તાલિમ જ બંધ. મારૂં મન તદ્દન ઉદાસ થઇ ગયું છે. તોડીનો સુર છેડીશ તોયે આંખમાં આંસુ આવતાં બંધ થનાર નથી.

સંજીવ—કંઇ હરકત નહિ. બધા જ તોડી ગાતાં રડીયે. સુધા, આવ; હું હવે તારો ઉસ્તાદ. તને પણ તોડી શિખવું. ( ગાતાં ગાતાં સંજીવરાવ તંબુરો વગાડવા માંડે છે. સુધા પાસે બેસે છે. સર્જેરાવ આવે છે અને આ દ્રષ્ય જોઇને સ્થંભી જાય છે. )

**પ્રથમાંકનો**
**પડદો**
**પડે**
**છે.**



**સ્થળ :** જોહરાબાઇના મુંબઇના બંગલામાંનું દિવાનખાનું

**પાત્રો :** **જોહરા, ભૈયો, જિની, સંતુ, સંજીવ અને સુધા વ.**

**દૃશ્ય :**

[ દિવાનખાનામાં ગુલાબી રંગ લગાડેલો છે. બરોબર વચ્ચે દરવાજો છે અને બન્ને બાજુએ બે મોટી બારીઓ છે. આ દરવાજામાંથી બીજા ઘરોના દર્શનનો ભાગ જોવામાં આવે છે. દરવાજાની સામે અગાશીનો કઠેરો બહારના દાદર સાથે મળેલો છે. તે કઠેરા પર ફુલોના કુંડા મુકેલા છે. જમણી બાજુની બારી પાસે વિજળીની ઘંટડી છે, દિવાન-ખાનાની ડાબી બાજુએ બાજુના હોલમાં જવાનો મોટો કમાનવાળો દરવાજો છે. બારણાં હોવા છતાં એને પડદો લગાડેલો છે. જમણી બાજુએ પણ એક એવો દરવાજો છે, જ્યાંથી બાજુના દાદર પર જવાનો રસ્તો છે. દરવાજા આગળજ એક ટેબલ છે અને એની આસપાસ થોડી ખુર્સીઓ પડેલી છે. ટેબલના આગળ સેતરંજી પાથરીને સામે પાનદાન મુકેલું છે. બન્ને બાજુએ નાની બેઠકો પર ફુલઝાડના કુંડાઓ છે. સેતરંજીના પાછલા છેડા પર બે બાજુએ બે કોચ છે. દરેક કોચની પછવાડે કેટલીએક ખુર્સીઓ મુકેલી જોવામાં આવે છે. ભીંત પર ટાંગેલી છબીઓમાં કેટલીએક રવિવર્માની હોઇ, સ્વામિ રામકૃષ્ણ પરમહંસ, સ્વામિ વિવેકાનંદ, લોકમાન્ય ટિળક, અને મહાત્મા ગાંધી એઓના ફોટા મુખ્યત્વે જોવામાં આવે છે. જોહરાબાઇ બારીમાં બેસીને, નીચે કોઇ ભિખારી લાવણી ગાય છે, તે સાંભળે છે. દિવનખાનાની બન્ને ભિંતો પર વિજળીના દિવાના બ્રેકેટસ લગાડેલા છે અને વચમાં વિજળીનું ઝુમ્મર ટાંગેલું છે; તો પણ એમાંના દિવા પેટાવેલા નથી. અંદર અંધારૂ હોવાથી રસ્તાપરના

દિવાના બારીક કિરણો બારીમાં બેઠેલી જોહરાબાઇના મોઢાપર પડે છે અને એને લીધે તેનો ચહેરો તદ્દન ખિન્ન દેખાય છે. આ બારીની નીચેજ બહાર એક છોકરી રસ્તાપર બેસીને ગાયનો ગાય છે. તેની સાથેના બે છોકરાઓ તબલા પેટી વગાડે છે અને કંઇક પ્રેક્ષકો આજુબાજુ જમા થયેલા છે. આ દેખાવ જોહરાબાઇને બારીમાંથી દેખાય છે, કંઇક વેળા ગાયન સાંભળ્યા પછી તે દિવાનખાનાના દિવાઓની સ્વીચ દાબે છે અને ભૈયાને હાંક મારે છે. તેનો આ વખતનો પોષાક તદ્દન સાદો હોઇ કપાળમાં બારીક ચાંલ્લો કરેલો જોવામાં આવે છે. ભૈયો અંદર આવ્યા પછી- ]

* * *

જોહરા—ભૈયાજી, નીચે ગાયન કોણ ગાય છે ?

ભૈયો—હાં—જી હુજુર.

જોહરા—એઓને ઉપર લઇ આવો.

( ભૈયો જાય છે. થોડી વાર બહારનું ગાયન બંધ પડે છે. ફરી શરૂ થાય છે. જોહરા બારી પરથી ઉઠીને દરવાજા સુધી જાય છે, ફરી બારી પર બેસે છે અને ભૈયો પાછો આવતાંજ જમણી બાજુના કોચ પર જઇને બેસે છે. )

ભૈયો—(દાખલ થઇને ) જી હુજુર.

જોહરા—જી હુજુર શું ? એ લોકને ઉપર નહિ લાવ્યો ?

ભૈયો—જી હુજુર.

જોહરા—ઉપર લઇ આવો—એઓને હમણાંને હમણાં લઇ આવો.

ભાયો—જી હુજુર ( ત્યાંજ ઉભો રહે છે. )

જોહરા–હજી ગયા નહિ ?

ભૈયો–જી હુજુર (મુજરો કરીને ઉભો રહે છે.)

જોહરા– જી હુજુર કહ્યું એટલે હુકમનો અમલ થઇ ગયો નહિ ?

ભૈયો–જી હુજુર ( જોહરા ગુસ્સામાં પગ અફાળે છે.) એ મહેતરકી લડકી હૈ.

જોહરા–હશે. એને ઉપર લઇ આવો.

( જી હુજુર કરીને ભૈયો જાય છે. જોહરા ફરી બારીમાંથી નીચે જોવા માંડે છે. ગાયન બંધ થાય છે. જોહરા ફરી પાછી આવીને જમણી બાજુના કોચ પર બેસે છે. ભૈયો, જિની અને તબલા પેટી લઇને બે છોકરાઓ આવે છે. જિની મહારની છોકરી. તેના પોષાકમાં શું હોય ? એક ફાટેલું લુગડું કચ્છો મારી પહેરેલું; શરીરે એક ફાટેલી ચોળી. ચહેરો ધુળથી ભરેલો, વાળ વિખરાયેલા ! જોહરા ઇશારતથી તેને બેસવાને કહે છે. તે ગભરાતી ઉભી રહે છે. ભૈયો આગળ આવી મુજરો કરીને ઉભો રહે છે.)

જોહરા–કેમ ભલા ?

ભૈયો–જી હુજુર ! વો મહેતરકી લડકી હે. ઉપરતો લાયા હું, લેકીન મેં જાના ચહાતા હું.

જોહરા—તમારે ગાયન સાંભળવું નહિ હોય તો જાવ, નીચે દેવડી પર બેસો.

ભૈયો—જી હુજુર. મૈં છુટ્ટી ચહાતા હું.

જોહરા—કેટલા દિવસની ?

ભૈયો—મૈં બિલકુલ છુટ્ટી ચહાતા હું. આપકા મકાન અભિ ભ્રષ્ટ હુવા હૈ. ઇસકે બાદ યહાં નોકરી કરના મુઝે બુરા માલુમ હોતા હૈ. કુસુર માફ ! જી હુજુર ! યે મેરા સોટા.

જોહરા—મહારની છોકરી આવ્યાથી ઘર વટલાઇ ગયું કહો છો ? ભૈયાજી, હું કોણ છું ?

ભૈયો—જી હુજુર. હુજુર-હુજુરકા પેશા નર્તકીકા હૈ.

જોહરા—હું નાયકણ છું.

ભૈયો—જી હુજુર.

જોહરા—હું જાતે હિંદુ હોઇ મુસલમાની ઢબે રહું છું, એ તમે જુઓ જ છોને ?

ભૈયો—જી હુજુર.

જોહરા—અહિંયાં મુસલમાન, ખ્રિસ્તી, હિંદુ, ઇસરાઇલ બધી જાતનાં માણસો મારૂં ગાણું સાંભળવાને આવે છે. ( ભૈયો ચુપ ઉભો રહે છે ) અરે એ છોકરી, હેઠે બેસ. તમેબી બેસો ( ભૈયાને ) આ છોકરી હિંદુ છે. કેમરે છોકરી તારૂં નામ શું ?

જિની—જિની.

જોહરા—તૂં હિંદુ જ છે ને ? જુઓ ભૈયાજી, તે હા કહે છે. (જિનીને) તું રામને માને છે ? કૃષ્ણને ? શંકરને ?

જિની—અમારા ગામના દેવ શંકર જ છે, બાઈ સાહેબ.

ભૈયો—મૈં બમ્મન હૂં હુજુર.

જોહરા—લાગે છે કે બ્રાહ્મણો શંકરને માનતા નહિ હોય ?

ભૈયો—વો મહેતરકી લડકી હૈ.

જોહરા—મારી જાત કઇ છે ?

ભૈયો—જી હુજુર !

જોહરા—ભૈયાજી, હું નાયકણ છું. મારી જાત નથી. બધા હિંદુઓ મારી જાતના છે પણ હું કોઇની પણ જાતની નથી. હું બ્રાહ્મણ છું કે? નહિ. ક્ષત્રિય? નહિ. વૈશ્ય–શુદ્ર–અતિશુદ્ર–મહાર ઢેડ–ભંગી? બોલોને?

(દરેક પ્રશ્નના જવાબમાં ના કહેતાં ભૈયો ગુંચવાતો અને માથું ખંજવાળતો, એક વખત જોહરાબાઇ તરફ જોઇ પછી જિની તરફ આંગળી કરીને કંઇ બોલવાનો પ્રયત્ન કરે છે ત્યાંજ–)

જોહરા—તે ને? તેની જાત છે. તે મહાર તો છે? આજ છ વર્ષ થયાં તમે મારે ત્યાં નોકરી કરો છો?

ભૈયો—જી હુજુર! અબતક જીન્દગીમેં–અભિતક દુનિયામે ઐસા માલિક કભી નહિ દેખા, હાં હુજુર!––

જોહરા—એમ? બોલરે છોકરી તારૂં ગાયન.

(ભૈયાની સ્તુતિની તેના મનપર કાંઇયે અસર કેમ થઇ નહિ?)

ભૈયો—જી હુજુર?––

જોહરા—ગાયન સાંભળવું છે કે ભૈયાજી? બેસોને અહિંયા જ.

ભૈયો—જી હુજુર. મેરી તનખા ચુકતી કીજીયે હાં હુજુર.

(મુજરો કરે છે. ઘંટડી વાગે છે.)

જોહરા—બહાર કોણ આવ્યું છે? જુઓ જોઉં ભૈયાજી. (ભૈયો જાય છે) કેમરે જિની, તું હમણાં લાવણી ગાતી હતી ને?

જિની––જી. લાવણી ગાઇને પેટ ભરીએ છીએ બાઇ સાહેબ.

ભૈયો—(પ્રવેશ કરીને) જી હુજુર, આજ બહોત બુરા દિન આયા હૈ. હાં હુજુર! વો ચમાર હૈ, હાં હુજુર! વો ચમાર હૈ.

જોહરા—તેને અંદર લઇ આવો (ભૈયો મુજરો કરીને ઉભો રહે છે) તેને અંદર તેડી આવો.

ભૈયો—જી હુજુર! મૈં બમ્મન હું. હાં હુજુર! મૈં બમ્મન હું! જી હુજુર!!

જોહરા—એને અંદર લઇ આવો અને મહેતાજી પાસેથી તમારો પગાર લઇને રજા લ્યો.

ભૈયો—હાં હુજુર–સિયાવર રામચંદર કી જય! જી હુજુર–

(જાય છે)

જિની—લાવણી ગાઉં?

જોહરા—જરા ઉભી રહે; પેલા મહેમાન આવે છે, એના આવ્યા પછી ગા. (ભૈયો સંતુ ચમારને લઇને આવે છે. ચાલતાં ચાલતાં મહારને કે ચમારને અડકી ન જવાય તેની સંભાળ લે છે. સોટો જોહરાબાઇ પાસે મુકે છે, મુજરો કરે છે, એક વખત જિની તરફ અને એક વેળા સંતુ તરફ જુએ છે. ફરી મુજરો કરી કપાળે હાથ મારતો ચાલ્યો જાય છે. સંતુનો પોષાક પહેલા અંકના જેવો જ છે. અંદર આવતાં જ તે ચક્રમની જેમ આમ તેમ જોતો ઉભો રહે છે)

જોહરા—બેસો, સંતોબા, પેલા કોચ પર બેસો.

સંતુ—અહિંયા? કોચ પર? અંદર આવતાં મારા પગ ઉપડતા નહોતા. મારા પોતાના ઘર સિવાય આજ લગી મેં કોઇને બારણે પગ મૂક્યો નહોતો. વા! શું ઘર છે? આવા પણ ઘર હોય છે ખરા!

જોહરા—બેસો પેલા કોચ પર.

(સંતુ ડાબી બાજુના કોચ પર બેસવાને જાય છે. અચકાય છે, બેસે છે, ફરી ઉઠે છે; હાથેથી કોચની ગાદી દાબી જુએ છે. હસે છે અને પલાંઠી વાળીને કોચ ઉપર બેસે છે.)

જોહરા—ચાલ–છોકરી, તારી લાવણી ગા.

જિની-- 	ગાયન ( લાવણી ) ૩*

જોહરા—વાહ ! અતિ સુંદર.

( કેટલું આશ્ચર્ય ! જોહરાબાઇ જો વર્તમાનપત્રની પડદા પાછળની ટીકાકાર હોતે, કિંવા નાટકમંડળીઓની ચહા પીને એઓને બોધામૃત પાનારી મફતીયા પ્રેક્ષક હોત, તો ' અતિ સુંદર ' એમ તેણીએ કદી પણ કહ્યું નહોત, કારણકે લાવણી વ્યાકરણના દોષોથી ભરપુર હતી. હ્રસ્વ દીર્ઘના દોષો પણ ઘણા હતા. આ લાવણી લખનાર અશિક્ષીત જુનો પુરાણો કવિ હોવો જોઇએ, કિંવા ખુદ મહારાજ હોવો જોઇએ. આવી લાવણીને ' અતિ સુંદર ' કહેનાર જોહરાબાઇએ લાવણીની રચનાની સુંદરતા કરતાં જિનીના મધુર કંઠ પરજ વધુ લક્ષ આપેલું હોવું જોઇએ. આવાં નિર્માલ્ય કાવ્યો ભિખારીઓના મોંમાં જ શોભે એ ખરૂં. )

---

* ગાયન ૩ [ લાવણી ]

શિલંગણાચિ સ્વારી નિઘાલી, ગદીં રસ્ત્યાવરી :
નટ લોકાંચી સાજિરી :
ભાલાઇત ઢાલાઇત સોંગં સજવિલિં આપુલ્યા પરી :
ઢાળિતી અવર્યા પાલખી વરી :
પોરભાવાનં જાત વિસરલેં હ્યારાચી મી નોવરી :
ઘુસલેં પાલખીચ્યા શેજારીં :
લાથ મારૂની હાંકુન કાઢિલં રડત ચાલલેં ઘરીં
તહાનેનં સુકલી માઝી જિહ્વારી ( ચાલ )
સેજારી પાણી માગિતલં
કરવંટીંત ઓ તુનિ ઠેવલં જાતીચં સુમરણ ઝાલં :
નારબાચી આઈ હોતિં દિલી મોઠયા લોકીં ભારી :
ઓસરી આમુચી સરદારી

જોહરા—કોણે શીખવી રે તને આ લાવણી? જુની નથી લાગતી? (ફરી આશ્ચર્ય).

જિની—આ લાવણી ને? નવીજ છે. પોસ્ટ માસ્તર મામાએ જોડી આપી.

જોહરા—પોસ્ટ માસ્તર મામા? તારો મામો પોસ્ટ માસ્તર હતો શું? ( અરેરે આ કેવું અજ્ઞાન! મહારોને હજી પોસ્ટ માસ્તર થવા જેટલુંયે શિક્ષણ મળેલું નથી. આટલી પણ એને ખબર નથી ને? )

જિની—નહિ બાઇ સાહેબ, અમારા ગામમાં એક પોસ્ટમાસ્તર હતા, એમને ગામના બધા લોકો—મહારનાં છોકરાં સુદ્ધાં મામા કહેતા'તા. એક વખત લાવણી ગાવા પોસ્ટ ઑફીસ આગળ ગઇ'તી. મારી લાવણી આપણી જુનીજ હતી—હોનાજી બાળાવાળી. મામાએ કહ્યું કે છોકરીના મોંમાં આવી લાવણી શોભતી નથી. મને ઘરમાં લઇ જઇ-બિલકુલ દિવાનખાનામાં લઇ જઇ મને ને મારા બાપને જમવાનું પીરસ્યું. ચાર વર્ષ થવા આવ્યા આ વાતને. ગયે વર્ષે મારા બાપા ગુજરી ગયા, એટલે આ મુંબાઇમાં આવ્યા. આ એકજ લાવણી ગાઇને અમે પેટનું પુરૂં કરીએ છીએ. આ મારા ભાઇઓ મારો સાથ કરે છે. પરેલના લોકો મને સારા પૈસા આપે છે. અમે આજેજ પહેલી વખત આ બાજુએ આવ્યાં.

જોહરા—હાં સમજી. બસ. કેમરે છોડી, તું મારે ત્યાં રહેશે કે? તને ખાવાપીવાનું આપીશ. તારો અવાજ પણ સારો લાગે છે, સારૂં ગાતાં પણ શિખવીશ. મને કોઇ છોકરૂં છૈયું નથી. સમજી છોડી? આજથી તું મારી દીકરી. બાપા તમે જાવ, વચ્ચે વચ્ચે આની ખબર પૂછવા આવતા જજો.

( બિચારા જિનીના ભાઇઓ ગભરાયા. જિનીની સગવડ થઇ

પણુ એ લોકનું શું ? એઓએ જિનીને ઇશારત કરી અને 'અમારૂં શું ?' એમ ધીમેથી પુછ્યું. બીકણુ જિની હવે સુમ થઇ ગઇ.)

જિની--પણુ હું અહિંયા રહી તો આ લોકનાં પેટનું પુરૂં કેમ થશે ?

જોહરા--તમારીયે રહેવા ખાવાની વ્યવસ્થા હું કરીશ. દર પહેલી તારીખે આવી મહેતાજીને મળજો (છોકરાઓ મુજરો કરીને જાય છે. જિની એને બારણુા સુધી જઇને વળાવે છે) કોણુ છે ત્યાં ? (એક દાસી આવે છે) આ છોકરીને અંદર લઇ જા. નવડાવી લુંછીને ચોખ્ખી કર, નવી ચોળી ને લુગડું પહેરવાને આપ. વાળ ઓળીને ઉલટો અંબોડો બાંધ, અને મોં પર સારી રીતે પાવડર લગાડી કરી અને ધોબીના ઘડીબંધ કપડાના જેવી સ્વચ્છ કરીને અહિંયા મોકલી દે. (દાસી જિનીને લઇને જાય છે.)

સંતુ—મહારની છોકરીને તમે પોતાની છોકરી તરીકે પાળશો ?

જોહરા--એમાં શું બગડી ગયું ? મને જાતપાત કયાં છે ?

(વર્ણાશ્રમની રચનામાં વારાંગનાઓની જાત મુકવી સ્મૃતિકારો બિલકુલ ભૂલી ગયા કેમ ? ચતુરવર્ણનો ઉલ્લેખ કરનાર શ્રીકૃષ્ણુ વટલેલો હતો. તે ગોવાળીયાઓના છોકરાના મોંની એંઠી છાસ પીતો હતો–મહારોને ઘેર કદાચિત જન્મ્યો હશે, તેથીજ ગીતામાં 'અતિશૂદ્ર' આ પાંચમી વર્ણ લખવાનું એ ભૂલી ગયો. કદાચીત મહાર બીખારીઓના કૃષ્ણુવર્ણનું એણે અભિમાન રાખ્યું હશે. અતિશુદ્રને ભૂલી જનારને વારાંગનાની જાતિની શી પડી હોય ?)

સંતુ—ખરૂં છે. મહારની છોકરી નાયકણુને ત્યાં રહી તો તો પૂજવાને લાયક ઠરે છે. આજકાલ જાત છુપાવ્યા જેવું સુખ નથી. પ્રમાણિકપણે જે પોતાની જાત જણાવે છે તેને ગટરમાં સુદ્ધાં ઉભા

રહેવાને જગા મળતી નથી. તેજ જો વટલીને ક્રિશ્ચિયન થઇ જાય તો એને બેસવાને ખુરશી મળે છે. એવું છે આ હિંદુસ્તાન!

જોહરા--તમારી દુકાનનું ઠાઠીયું ઠીક ચાલે છે ને?

સંતૂ—બાઇ તમારો કેટલો ઉપકાર માનું? પૂનેથી આ મુંબઇમાં લાવી મને નવી દુનિયા દેખાડી. હવે અહિંયાં મારી દુકાનમાં આવનારા ઘણાખરા આગળ પાછળ જોતા નથી. પણ પુનામાં–જવા દો પુનાનું પુનામાં. તમારા પૈસા હવે જલ્દી ફેડી નાંખીશ, હાલમાં વકરો સારો થાય છે—

જોહરા—મેં પૈસા માટે પુછ્યું'તું કે?

સંતૂ—તે ખરૂં. પણ મારૂં વચન મારે પાળવું જોઇએ. પંદર દિવસમાં કદી તમારી મુલાકાત લીધી નહિ–શું કહેશો એમ મનને થયું–આ મુંબઇમાં માણસ ધંધે ધાપે લાગ્યો, કે એને ફૂરસદ જેવું મળતું જ નથી.

જોહરા--તમે કેમ નહિ આવ્યા, એમ પણ તમને પુછ્યું છે કે? તમારો ધંધો સારો ચાલે તેમાંજ મને આનંદ છે.

સંતૂ--એકંદરે સારો ચાલશે એમ મને લાગે છે.—આજ હું જે કામ માટે આવ્યો હતો તે ભારે મહત્વનું છે. પુનામાં પ્રથમ તમારી મુલાકાત થઇ તે દિવસે રાવસાહેબના ઘરે એક સાહેબ આવ્યો હતો--

જોહરા—એમના મેનેજર છે એ. એના સંબંધમાં તમને કાંઇ માહિતી હોય એમ લાગે છે!

સંતૂ--પુષ્કળ માહિતી છે. પણ તે આમ ખુલ્લી રીતે કહેવા જેવી નથી (ચુપ રહે છે)

જોહરા--સંજીવરાવની એંકને ધોકો પહોંચે એવું તો કાંઇ નથી ને ?

સંતૂ--કોણ કહી શકે ? પોતાનું આત્મીય સ્વમાન ભૂલી જનાર માણસ પારકી બાબત આપણી પોતાની જ સમજી કેવી રીતે વર્તશે એ જરા વિચાર કરવા જેવી બાબત છે.

જોહરા-એટલે ? કાંઇ ઘાતબાત થવા જેવું તો નથીને ? ( સંતૂ ચુપ રહે છે એ જોઇ તે આગળ વધે છે ) મને કહેવા જેવું હોય તો કહો. સંજીવરાવના કલ્યાણ માટે મને ભારે કાળજી રહે છે તેથી પુછું છું. એના પુરતુંજ જે કાંઇ હોય તે કહો, તે સિવાયની વાતોની મને જરૂર નથી.

સંતૂ-તમે કોણ ? જાતપાતનો સંબંધ નહિ. તમને સંજીવરાવ માટે આટલી કાળજી કાં ?

જોહરા-માના પ્રેમથી વિમુખ થયેલો કોઇ નમાયો છોકરો જોવામાં આવ્યો, કે કોઇ પણ બચ્ચાંહીન સ્રીહૃદયને માતૃપ્રેમનો ઉમળકો આવે છે.

* ગાયન (૪)

સંતૂ-તો સાંભળો. એ સાહેબ--કેવો વળી બા સાહેબ ?

( પડદામાં-અરે એ સાંભળ્યું નહિ ! અહિંયા ત્રાહિતના જેવું વર્તવાનું નથી )

---

* ગાયન ૪ [ દુર્ગા; ત્રિવટ, માનો માનો માનો માનોજી ]

નિધિ સુત વિધિ હદિં યા
ખુળી હે માયા
પરકા અપુલા માનાયા—ધ્રુ
લલના મનાલા સહસુખ ભાસે યે છાયા—૧

આ અવાજ સંજીવરાવનો જ. રહેવા દો વાત. યે ફરી કોઈ બીજી વખત કહીશ.

( સંજીવરાવ આવે છે. એનો પોષાક અત્યારે જુદો જ છે. શર્ટ પર એક ખમીસ. એક મફલર ગળામાં વિંટાળેલું છે. એના પર એક તપખીરી રંગનો સનપ્રુફ કોટ પહેરેલો છે. કેશ પોમેટ લગાડી દાબીને ઓળેલા છે. માથામાં એક મખમલની ધડીવાળી ટોપી ગરદન તરફ ઝુકાવીને પહેરી છે. સુંવાળુ મુલાયમ પોતનું ધોતીયું અને પગમાં જોડા. વચલા દરવાજામાં ઉભો રહીને ચાલીની બીજી તરફ ઉભેલી કોઈ વ્યક્તિ સાથે બોલે છે )

સંજીવ—હવે તારે પગે પડવાનું બાકી રહ્યું છે, તારે જવું હોય તો ખુશાલ જા. હું આવ્યો છું તો અહિંયા કલાકેક થોભ્યા સિવાય કાંઈ આવવાનો નથી. ( કાંઈ સાંભળ્યું એટલે ) રસ્તો જડશે, નહિ ? ઠીક છે અહિં ઉપર આવ. હું નીકળું ત્યાં સુધી નવી વહુની જેમ આ પડદા પાછળ ઉભો રહે. વચ્ચે કોઈ કોઈ વખત ડોકિયું કરી જોશે તો મને કાંઈ હરકત નથી. ઓછામાં ઓછો અર્ધો કલાક અહિં બેઠા સિવાય હું કાંઈ આવવાનો નથી.

જોહરા—કોણ છે તમારી સાથે ? આમ બેસોને.

સંજીવ—આ બૈરાંઓ એટલે એવાંજ. સારી રીતે વર્તીએ તો પણ નડે છે, અને સારી રીતે ન વર્તીએ તોએ રડે છે અને રડાવે છે.

જોહરા-સુધાને સાથે તેડી લાવ્યા લાગો છો ? આ શું !

સંજીવ—એમાં શું બગડયું ? મારી સમજ મુજબ તો ઉલટો કેટલો સારો વિચાર કરે છે ! ( બહાર ડોકયું કરીને ) અરે એ, બસ

થયું હવે. અહિં બીજું કોઇ નથી. (સુધાનો હાથ પકડીને ખેંચી લાવે છે) વા ! જુઓ શુક્રની તારલી વાદળાની ઓથેથી ચમકી તે હવે તમે જ કહો ખાંસાહેબ, હું એને સાથે તેડી લાવ્યો એમાં એવું તે ખોટું શું કર્યું ? દાદર લગી આવી ત્યાં સુધી ઠેકાણું જ જણાવ્યું નહોતું. તેથી તો અહિં સુધી આવી.

જોહરા—બૈરાંઓને આમ ફસાવવાં એ ઠીક નહિ. આને તમે સાથે લાવ્યા તે ખરાબ કીધું કે સારૂં કીધું એ હું કેમ કહી શકું ? હું સ્ત્રી છું ખરી. પણ કોઇની પત્ની નથી. પત્નીધર્મ મારા જેવી વારાંગનાને શી રીતે સમજાય ? પણ એકંદરે–કેમ સંતોબા તમારો શું મત છે ?

સંતુ—મિત્રને ઘેર કોઇ પણ જઇ શકે–સાથે સ્ત્રીને પણ લઇ જઇ શકાય. પણ–તે આમ છે–એટલે...

સંજીવ—એટલે શું તે હું કહું છું. નાયકણને ઘેર જવું નહિ. પણ આ નાયકણ છે કે ? હવે કાં માથું નીચું નમાવ્યું ? બીજુંયે કારણ છે. ગૃહસ્થી ગમે તેવો હોય તો પણ એને ઘેર ઉજળે ગોંડે જઇ શકાય છે, પણ નાયકણ આના જેવી બાળ બ્રહ્મચારિણી હોય તો પણ એના શુભેચ્છાથી ખાધેલા સોગંદને પણ લોકો ગાળ સમાન ગણશે. એટલા માટે જ નાયકણને ઘેર જતી વખતે આપણી બૈરીને પણ સાથે તેડી જવી એ સર્વથી ઉત્તમ. શક જવાનું કારણ જ નહિ.

સુધા—પણ મેં ક્યાં ના કહી ?

સંજીવ—અહિંયા ફરી નહિ જા. દરવાજાના ઉમરા આગળ શું બોલી હતી તે કહું કે હવે ?

સુધા—સ્ત્રીઓનાં મન પુરૂષો સમજી શકતા નથી.

સંજીવ—કબુલ છે. હું અહિંયા એકલો આવું તો કોઇ પણ મારી નિંદા કરે, પરંતુ તું ભર મધરાતે પણ જો અહિંયા એકલી આવે તો મને નથી લાગતું કે કોઇ તારી શંકા કરે !

સુધા—મુવું જીભને હાડકું‌ગે છે કે ? હવે હું આવીને ? આગળ બોલવું બંધ કરો.

સંજીવ—નહિ આવતે તો કહેતે કોને ? હવે આવ ને અહિંયા આમ બેસ. પહેલાં ઉભી રહે, આ સંતુ બાબાને નમસ્કાર કર. મોંઢા સામું શું જોયા કરે છે ? નમસ્કાર કરને ?

સંતુ—ઠીક, પહોંચ્યો મને નમસ્કાર. બ્રાહ્મણોના નમસ્કાર લઇને હું કયા નરકનું સાધન બનું ?

સંજીવ—સ્વર્ગનું સાધન બને છે તે બ્રાહ્મણોને માટે (પુરાણોમાં આનો આધાર છે કે ?)

જોહરા—ખરેખર, બંગાળમાં રામકૃષ્ણ પરમહંસ નામના એક બ્રાહ્મણ હતા. ઉંચ વર્ણોનું અભિમાન દુર થાય માટે એમણે એક ભંગીનું જાજરૂ પોતાના માથાના લાંબા વાળથી બરાબર બે મહિના સુધી વાળ્યું (બધા ચુપ) દીકરી, એમને પગે લાગ, મોટેરાંઓના આશીર્વાદ લે.

(સુધા બ્હીતી બ્હીતી પાસે જાય છે અને ગર્દન પણ ન નમાવતાં નમસ્કાર કર્યા જેવું કરે છે )

સુધા—હવે પત્યું ને ?

સંજીવ—સંકોચ શા માટે ? સંતૂબાબા, પગપર માથું મુકું છું ( આ કેવળ સંતૂની ભાષાનું અનુકરણ. કોઇપણ ઉંચ વર્ણીય આમ કદી કહેશે નહિ.)

સંતૂ—( સંજીવને ઉભો કરી એકદમ ભેટી પડીને ) બાપુ, સો વર્ષનો થજે. હું તારા પગનો જોડો. તમારા જોડા બનાવીને હું પેટ ભરૂં છું. મને શાનો પગે પડે છે મારા બાપુલિયા !

સંજીવ—હવે ક્યાં ભાગશે રે પોરી ? આવ, પગે લાગ. સંતુ-બાબા, આમજ મને ભેટીને ઉભા રહેજો. સુધા, પાંસઠ ડીગ્રીનો એંગલ કરીને માથું નીચે નમાવ. આ જો. કંઇ પુરાણો પર તો નજર કર.

* ગાયન (૫)

જોહરા—આ બાબતમાં માત્ર વરે કહ્યું એટલે તે કરવું એમ માનતી નહિ. વરની સત્તા દેહપર, પણ પરમેશ્વરની સત્તા મન પર. તારી મનોદેવતા કહે તોજ માથું નમાવ, પણ દેહ પર સત્તા ચલાવનારા વરના શબ્દને માન આપવા માટે દેવને ફેંકી નહિ દેતી છોકરી, તારા અંતરમાંનો ઇશ્વર શું કહે છે ? ( સુધાને ડુમો ભરાઇ આવે છે. દેવ તો આવ્યા નથીને ? ) રડ-રડ, આમજ રડ, હૃદયમાં લાગણી થયા સિવાય આંખમાં આંસુ આવતાં નથી. હવે કેમ લાગે છે ? (સ્તબ્ધતા) દીકરી ? મહાત્મા ગાંધી વિષે તને ખબર છે ? પુનાની છે માટે પુછવું પડયું ! ( સુધા માથું હલાવીને હા કહે છે ) ખબર છે ! ઠીક. એમણે એક વખત એક મહારનું છોકરૂં ઘરે આણ્યું; કહે છે કે તે વખતે તેમનાં પત્ની એમનાથી રીસાયાં હતા. મહારની છોકરીને ઘરે લાવવા માટે એમણે પોતાની પ્રેમાળ કસ્તુરબાથી છૂટા થવાની

---

* ગાયન (૫)

( શંકરા-ત્રિતાલ-' બન બન બન ઢુંઢું ' )

દિસે બસે કમલા ગુણશીલા
નાથપદા ચુરિતાં વિરાગભયે—ધ્રુ૦
રાહિલિ માથાં ભાગીરથી તી; ન સાંડી ગૌરી હરાલા તો તિજલા-૧

તૈયારી કીધી. તેવીજ રીતે તને પણ એ બદલ આની સાથે તકરાર કરવાનો અધિકાર છે. એમનાં પત્નીએ એ વેળા એમની અવજ્ઞા–હવે, સંજીરાવ, આ વખતે સુધ્ધા પણ પોતાના વિચારો માટે તમારી અવજ્ઞા કરશે. સાંભળ્યું બેટા, પેલી ઢેડની છોકરીને કસ્તુરબા હવે પોતાના હાથે દુધ પાય છે.

સંતૂ—બાઇ આ તો એક જ વાત થઈ. આ બ્રાહ્મણ કાંઇ નકામો મારા પગે પડયો નથી! હું એવોજ ભાગ્યવાન છું. સાંભળો બાઇ, સાંભળો સંજીવરાવ–શરૂઆતનો ગણપતિનો ઉત્સવ. ગણપતિ વિસર્જન કરવાનો દિવસ હતો. લોકોની ઠઠ મળેલી હતી. હું ચમાર! બ્રાહ્મણોના ગણપતિના મેળામાં મારા ગણપતિ શી રીતે બ્હાર કાઢવા? મારો બાપ રડતો બેઠો. હું તો બાળક. હુંય રડવા લાગ્યો. પાંડુરંગને હાંક મારી. પંઢરપુરના પાંડુરંગ જેવી લાલ પાઘડી પહેરેલી શામળી મૂર્તિ મારી સામે ઉભી રહી. આમ જ મને ભેટીને ઉભા. મારા ગણપતિ જાતે ઉંચકયા અને 'કેસરી ઓફીસ'ના વાડાના ગણપતિની પાલખીમાં મુકયા. મારો હાથ ઝાલી ઠેઠ લઇ ગયો તે દિવ્યપુરૂષ.

સંજીવ—સંતૂબાબા, અમારા પુનામાં આમ કરવાવાળો આ આ કોણ?

સંતૂ—બાપુ, તે મારા પુનાના પાંડુરંગ. તમારા લોકમાન્ય ટિળક પણ મારા પુનાના પાંડુરંગ. પુનાના પાંડુરંગની પૂન્યાઇ ખલાસ થઇ તેથી જ પુના ઝાંખુ પડવા લાગ્યું. તેથી તો મારા જેવા મહાર ચમારોને હવે મુંબઇનો રસ્તો લેવો પડયો. અમારા વાલી ગુજરી ગયા, એટલે તો આજના આ વખતમાં અમને હૃદય સાથે ચાંપે એવું કોઇ રહ્યું નહિ. ગઇ કાલ સુધી તો પુના ઘર જેવું હતું. પણ આજે પુના કેદખાના જેવું લાગે છે. પુન્યવાન મહાત્માનાં દર્શન માટે હવે પુનાની તુરંગમાં શોધ ચલાવવી પડે છે.

જોહરા—સાંભળ્યું સુધા ? એવો એક સમય હતો, જ્યારે તમારૂં પુના સર્વને માનું દુશ્મ હતું, પણ સ્વામિ વિવેકાનંદે વિલાયત જઇ ખ્યાતિ મેળવી એ પહેલાં એઓ પુને આવ્યા હતા–તે વખતે તેમને કેટલાક દિવસો સુધી એક ઢેડને ઘેર રહેવું પડ્યું'તુ (મરાઠી ઘેડ એટલે કોઇ સ્વયંમન્ય નેતાને ઘેર નહિ. પ્રત્યેક ગામમાં ઢેડ હોય છે તેમ જ 'ઘેડ' પણ હોય છે) પરમહંસની પુન્યાઇના આશીર્વાદ એને પુનામાં જ ફળ્યા. (સુધા સંતુને પગે લાગે છે) એમ મહાત્માઓની પુન્યાઇના દિવાએ તારા હૃદયની જ્યોત પ્રકટાવી ત્યારે કેમ આપોઆપ વાંકી વળી! સંજીવરાવ, આવી વાતમાં સખ્તાઇ કરવી કામની નહિ. પોતાની સત્તાના બળથી બીજાને નમાવવા શ્રીમંતોએ, અમારા જેવા ગરીબોની સત્તા એટલે મોટાઓની લાત ખાવાની. અમારા જેવા પતિતોની ગુંજાસ એટલે ઝુકાવેલી ગર્દન. 'મઉ મેણાહુની આહ્મો વિષ્ણુદાસ, કઠીન વજ્રાસ હાણું ઐસે'

(ઘંટડી વાગે છે. દાસી બહાર જઇ આવી પાછી ફરે છે)

દાસી—નીચે સર્જેરાવ સાળવી નામના કોઇ ગૃહસ્થ આવ્યા છે. એમની સાથે એક સાહેબ છે. (સંજીવરાવ કોચ પર મુર્છીત થઇને પડે છે)

સુધા—અરે બાઇ! આ શું ?

સંજીવ—બી નહિ. હું માત્ર કૌંસમાં મુર્છીત પડ્યો છું, ખાંસાહેબ, તમે જ કહો, મને મુર્છા કેમ નહિ આવે ? અમારા મરજાદી સર્જેરાવ બાબા–અને તમારે ઘેર ? અરે મને કોઇ સ્મેલીંગ સોલ્ટ આપો તો !

સંતુ—સાથે સાહેબ છે ? બાઇ મને લાગે છે—

જોહરા—સમજી, સંજીવરાવ, તમે ઘડીભર એમને અહિંયા રોકી રાખશો કે ? જા, એમને કહે, હું જરા કામમાં છું–ત્યાં લગી અહિંયા

બેસો. હું હમણા આવું છું.

સંજીવ—ઉભી રહે રે, પાંચ મીનીટ પછી એમને ઉપર મોકલી દે. મારી મુંઝાયેલી બુદ્ધિને મને જરા ઠેકાણે લાવી નાંખવા દે. સુધા, તું પણ જરા અંદર જ બેસ (સુધા, સતું, જોહરા જમણી બાજુના દાદર પરથી અંદર જાય છે) શો ચમત્કાર છે?—

* ગાયન (૬)

(સર્જેરાવ ને શામર્સ સામેના દરવાજેથી પ્રવેશ કરે છે)

સર્જેરાવ—કોણ, સંજીવ? તું અહિંયા આવ્યો છે?

સંજીવ—હું અહિં આવવાનોજ. એટલા સારૂ તો મુંબઇ આવ્યો.

શામર્સ—આ ઠીક નહિ.

સંજીવ—શું ઠીક નહિ. મારૂં આવવું કે તમારૂં આવવું?

સર્જેરાવ—અમે અહિંયા ખાસ કામસર આવેલા છીએ.

સંજીવ—હું પણ ખાસ કામે જ આવેલો છું. હું કાંઇ રસ્તો ભૂલ્યો નથી!

સર્જેરાવ—આ તારો રસ્તો બિલકુલ ભૂલભરેલો છે. નિદાન મુંબઇમાં તારી વાતો થાય તે કામની નહિ.

સંજીવ—પુનામાં વાતો થાય તો ચાલે, એમને?

---

* ગાયન (૬)

(દરબારી-એકતાલા-'નૈનસો નૈ મિલા')

લાંચ્છના ઉગા જગાસિ
જનતા દીના દાહિ દિશાંલા પાહિન કાલા—ધ્રુ૦
વિવિધ રીતિ, ભિન્ન જાતિ, અવગણિતાં નચ પહાતિ,
કુણિ નચ ધનિ સાંત્વનાસિ—૧

સર્જેરાવ—પુનામાં કે? ગમે તેની ગમે તેવી વાતો થાય, તેની કોઇ વધારે પરવા કરતું નથી. અહિંયા નામ કાઢવા જેવું વર્તન થાય તો ધંધા પર એની અસર પહોંચે છે.

સંજીવ—એટલે તો સાહેબોએ અહિં આવવું કામનું નહિ. હું હજી છોકરો જ છું. મને કોઇ એટલો દોષ દેશે નહિ. પણ સાહેબો જેવા વેશ્યાને ઘેર આવે અને તે કોઇ જોઇ...છટ; મારા શરીરના રૂંવાડા ઉભા થાય છે. પણ બાબા, આ તમને કેમ ગમ્યું?

સર્જેરાવ—સાહેબને એક વખત બાઇનું ગાણું સાંભળવું છે.

સંજીવ—એમ? હું ગાઇ બતાવું છું (ગાવા માંડે છે) શિષ્ય પરથી ગુરૂની પરીક્ષા, શિષ્ય એક ગણો હોય તો ગુરૂ દશગણો છે એમ સમજવું.

શામર્સ—કોઇ કોઇ વાર શિષ્ય, ગુરૂને પણ ટપી જાય છે. હમણાં જ જુઓને, મીસ્ટર સાસ્રી ટમારા ગુરૂ; એમનું મારી સામે ટમે અપમાન કર્યું.

સર્જેરાવ—વેશ્યાને આંગણે આવ્યા કે આમ જ થવાનું. આ ઉમરા પર ગમે તે ગમે તેનું અપમાન કરે છે, પણ મારૂં અહિં અપમાન થશે એમ આવતાં પહેલાં મને જરાયે લાગ્યું નહોતું. શિષ્ય પરથી જ જો ગુરૂની પારખ કરવાની હોય તો મને લાગે છે, જોહરાબાઇ આથી દશગણું અપમાન કરશે.

(જોહરા અંદરનો દાદરો ઉતરીને પ્રવેશ કરે છે)

જોહરા—બંદગી જનાબ! મુજરો કરૂં છું. બાબા સાહેબ, ઉભા કેમ? આવો અહિંયા બેસો. જરાયે સંકોચ રાખતા નહિ. પોતાનુંજ ઘર સમજો (તે ડાબા કોચ પર બેસે છે)

શામર્સ—વેશ્યાનું ઘર પોટાનું ગનવામાં કોઇને હરકટ નથી.

જોહરા—સાહેબ-તમે ખરેખરજ સાહેબ છો કે ? આ આવા ઉદ્દગારોથી સાહેબો કરતાં હિંદી ગુલામોના સડેલા મનની જ વાસ વિશેષ આવે છે. જન્મ પરથી ગુણ ધર્મ નક્કી કરવા એ પાશ્ચાત્ય સંસ્કૃતિનું લક્ષણ નથી.—

* ગાયન (૭)

શામર્સ—Yes, you are! right હું ફકટ ટમને લોકોને માફક આવે એવું જ બોલ્યો. We at home never think like that! તમારા હિંદી લોકોની આ રીટ અમને લોકોને બિલકુલ જંગલી લાગે છે.

જોહરા—મતલબ કે, વિલાયતમાં ચમારનો છોકરો પણ મુખ્ય પ્રધાન થઇ શકે છે. આ અમારા હિંદુસ્તાનમાં બિચારા મહાર ચમારોને ખાલી કારકુનની નોકરી મળવાની પણ મુશીબત પડે છે. શું કરે બિચારા ! છેવટે વટલે છે, બટલર થાય છે. કોઇ તો સાહેબોની કપ રકાબીઓ ધોઇને વિલાયત જાય છે અને પાછા આવતાંજ અહિંયા બડે સાહેબ બને છે ( વાક્યે વાક્યે શામર્સને ઝટકો વાગે છે ) સર્જેરાવ બાબા, સાહેબની તબિયત ઠીક નથી લાગતી ?

---

* ગાયન (૭)

( બાગેસરી-ઝપતાલ-' જાતે કહાં જો મોરા ' )

પાહે ગુણા તો સાહે જગાલા<br>
વય જાત જગતાંત રાહે ન ત્યાલા—ધ્રુ૦<br>
મમતા પરિમિતા અપુલા કરી ઘાત<br>
હોતાં ઉદારા વરિતે જયાલા—૧

શામર્સ—મને મેલેરીયાનો એટેક થયો હતો. કોઇ કોઈ વખટ ઠંડી ભરાઇ આવે છે.

સંજીવ—સર્જેરાવ બાબા, અમારા ખાંસાહેબ તદ્દન અસલ હિંદુ છે હં કે. માત્ર ધંધાર્થે તેણે પોતે મુસલમાની નામ ધારણ કર્યું છે. મુસલમાની નામ વગર હાલમાં ગાનારને કોઇ માન આપતું નથી. ' પારકે ભાણે મોટા લાડુ ' દેખાતા હોવાથી મોટાઇ મેળવવા આજકાલ એમજ કરવું પડે છે. માણસે વાંદરાની માફક કુદકા માર્યા, કે એને એક્રોબેટ કહેવામાં આવે છે; વાંદરાએ માણસના ચાળા કીધા કે સર્કસમાં એની વાહ વા થાય છે.

સર્જેરાવ—તમે હવે ઘરે જશો ? સાહેબ આગળ હવે વધુ અક્કલનું પ્રદર્શન થવું નહિ જોઇએ.

( જોહરા ને સંજીવરાવ જમણી બાજુના કોચ આગળ જઇને અંદર અંદર ધીમેથી વાત કરે છે. )

સર્જેરાવ—સાહેબ, હવે આમ જુઓ. આપ જે કામસર આવ્યા તેનું શું ?

શામર્સ—મને લાગે છે કે અહિંયા જ બાઇનું ગાણું સાંભળ્યો હોય ટો ઠીક. સાર્વજનિક જગાએ આવતાં એને કદાચીત સંકોચ થશે.

(ઠંડી ભરાઇ આવવાથી સાહેબનો મત પણ બદલાવા લાગ્યો.)

જોહરા—બિલકુલ નહિ. મારો ધંધો સાર્વજનિક કાર્ય માટેજ છે-જેમ શ્રોતાઓ વધારે, તેમ ગાનારને વધારે રંગ ચઢે છે.

સર્જેરાવ—બાબત આમ છે. સંજીવરાવ હવે પુખ્ત થયા.

સંજીવ—આ પૂર્વે ખરેખરજ હું બાળક હતો.

સર્જેરાવ--મારૂં બોલવું પહેલાં પુરૂં થવા દો, પછી તમે બોલો. હાં-એમના હાથમાં આવતી કાલે સર્વ વહિવટ સોંપવામાં આવનાર છે--

સંજીવ--પ્રાપંચિક, વ્યવહારીક અને સાર્વજનિક-સામાજીક, ધાર્મિક અને રાજકિય સુદ્ધાં.

સર્જેરાવ—હા-સામાજીક, ધાર્મિક—

સંજીવ--રાજકિય--

સર્જેરાવ—બધા અધિકારો એના હાથમાં સોંપાશે. કાલથી એના એ પોતે જવાબદાર. અમે એના કોઇપણ કામમાં આ પછી હાથ ઘાલવાના નથી. ત્યારે આ અધિકારસોંપણુના સમારંભ માટે કાલે સર્વ મિત્રમંડળને એક પાર્ટી આપવાનું નક્કી થયું છે તે વખતે આપનું ગાણું થાય અને તે સાંભળવાનું મળે એવી સાહેબની ઇચ્છા છે.

જોહરા--આપની સેવામાં હું કયારે ય પણ હાજર છું.

સંજીવ—મને કહ્યું હોત તો મેં પણ આ સર્વ નક્કી કરી નાખ્યું હોત.

સર્જેરાવ—તમે અહિંયા આવશો એની મને જરાયે અટકળ નહોતી. વળી આજનો દિવસ તો અમે અમારૂં વડિલપણું કાં ભોગવી નહિ લઇએ? કેમ સાહેબ!

શામર્સ—**Exactly!**

સર્જેરાવ—બીજું, કાલે અમારા ડીપ્રેસ્ડકલાસ મીશનનો વાર્ષિક સમારંભ છે. તે પણ સંજીવરાવના બાગમાંજ ઉકેલી લઇશું.

જોહરા—બાગમાં શું કામ? બંગલામાં મોટી જગા નથી શું?

સર્જેરાવ—આવા મેળાવડાઓ ખુલ્લી જગામાં થાય તો બધાનું ધ્યાન સારી રીતે ખેંચે છે.

સંજીવ—અને મહાર ચમારોને ઘરમાં ઘાલવાનું પાપ પણ ટળે છે.

શામર્સ—You naughty boy! મીસ્ટર સાલ્વી એટલે ડીપ્રેસ્ડક્લાસ મીશનના એક આધારસ્થંભ, એ તમને નહિ પણ મને ખબર છે. પતિતોના ઉદ્ધાર માટે એમણે હજારો રૂપિયા ખર્ચી નાખ્યા છે.

જોહરા—પોતાની પુન્યાઇ કદી ખર્ચી નાખી છે કે?

સર્જેરાવ—તે બધું તમને કાલે જણાઇ આવશે. જાઉં છું હવે. ચાલો સાહેબ—

જોહરા—ગરીબના ઘરની થોડી ચહા પીને જશો તો—

સર્જેરાવ—ચહા? તમારે ત્યાંની?

જોહરા—મહાર ભીખારી કરતાં પણ હું વધારે પતિત છું કે? હું અસ્પૃશ્ય તો નથી જ ને? મારો સ્પર્શ કરતાં તમે કદીયે ખંચકાશો નહિ.

શામર્સ—ખરૂં છે.

જોહરા—તમે મારા ઘરની ચહા પીશો તો વટલી જશો શું? આપના જેવા મોટા માણસો સુંદર વારાંગનાઓના મોં સાથે મોં લગાડવા સુદ્ધાં તૈયાર હોય છે, તો પછી માત્ર એક ચહાનું કપ—

શામર્સ—Say yes, say yes—Mr. Salvi

સર્જેરાવ—ઠીક છે, સાહેબના શબ્દનું માન રાખવા હું તમારી

ચહાનો સ્વીકાર કરીશ (સિદ્ધાંત માટે નહિ તેમજ જોહરાબાઈની વિનંતિને લીધે પણ નહિ.)

સંજીવ--બાં સાહેબ, તમારી પાંડુરંગની મૂર્તિ સર્જેરાવ બાબાને દેખાડવી છે ને?

જોહરા--હા ખરૂંજ. આવો છો કે મૂર્તિ જોવાને? ચહા બને છે તેટલા વખતમાં.

સર્જેરાવ--ના કહી શકાય એમ નથી. હું વારકરી છું. (ચોક્સ વારે પંઢરપુરમાં પાંડુરંગના દર્શને જનારને જ વારકરી કહે છે.)

(સર્જેરાવ ડાબી બાજુના દાદરેથી જોહરાબાઇ સાથે અંદર જાય છે. સંજીવરાવ પણ એમની પુઠે પુઠે જાય છે. એણે અંદર શું જોયું? સારી રીતે શણગારેલા સીસમના દેવઘરમાં નિલમની પાંડુરંગની મૂર્તિ હતી. ઉપર વિજળીના દિવા હતા તો પણ બેઉ બાજુએ બે દીવીઓ પ્રગટેલી હતી. હમણાં જ ચઢાવેલા ફુલોની મંદમંદ મીઠી સુગંધ આવતી હતી. સામે બાજઠ પર આસન પાથરેલું હતું. સર્જે-રાવે અંદર જતાં જ મુર્તીને નમસ્કાર કેવા ભાવથી કર્યા હશે તે કહી શકાય નહિ. કારણ પ્રેક્ષકોને અંદરનો કોઈ પણ ભાગ દેખાતો નથી. બિચારો શામર્સ સાહેબ એકલો જ દિવાનખાનામાં વાટ જોતો રહ્યો છે. એણે ત્યાંની છબીઓ નિરખીને જોઇ. બહાર ચાલીમાં ડોકિયું કરીને જોયું. દાદર તરફ પણ એક વખત નજર નાખી.)

શામર્સ—મને કોઇએ આવો એમ કહ્યું નહિ; (શું કરવાને કહે? સાહેબોને પાંડુરંગ સાથે શો સંબંધ?) ક્યાં ગયા એ બધા?

(સાહેબે દાદરની પેલી તરફ પડદો દુર કર્યો. આડો ઉભેલો સંતૂ આગળ આવ્યો-)

શામર્સ—કોણ? મોટાભાઇ?

સંતુ—હા જાનૂં. હુંજ તારો તે મોટોભાઇ. હજી મારી ઓળખ છે ખરી ?

શામર્સ—હાથ જોડું છું. આ વખતે કાંઇ બોલતા નહિ. ત્યાં જુઓ, સર્વ પાછા ફરે છે.

( સંતૂ બધાના આવતા પહેલાંજ પડદાની ઓથે છૂપાઇ જાય છે. સર્જેરાવ, જોહરા, સંજીવ, દાદરપરથી નીચે ઉતરીને આવે છે. )

શામર્સ—મૂર્તી ઘણી સુંદર હોય એમ લાગે છે !

જોહરા—કેમ ભલા ? તમારે જોવી છે ?

શામર્સ—હું હિંદી કારીગરીનો શોખીન છું. મૂર્તી જોઇ હોત, પણ—

જોહરા—મહાર, ચમારો સુદ્ધાં મારા ઘરમાં આવી શકે છે. તમે તો સાહેબ ! તમે કંઇ મહાર ચમાર જેવા અસ્પૃશ્ય નથી ! આટલા બુટ માત્ર કાઢી નાંખો. ( બુટ કાઢતાં કાઢતાં હાથ ધ્રુજે છે ) કેમ ? બૂટોનો મોહ છુટતો નથી ? ઠંડી ભરાઇ શું ?

( સાહેબના હાથ થરથર ધ્રુજતા હતા. ધ્રુજતા હાથેજ તે બૂટ કાઢીને રૂમાલે સાફ કરવા લાગ્યો. સાહેબ લોકોને સ્વચ્છતાનો શોખ વધારે હોય છે. )

શામર્સ—ઠંડી નથી—બુટ સાફ કરૂં છું.

જોહરા—આ બુટ હાથમાં પકડવાની રીત જોઇને તો તમે જાણે બાપે દાદે ચમાર છો એમજ કોઇ કહે.

સર્જેરાવ—એવણ સાહેબ છે. એમને એવું તેવું કહેશો નહિ.

જોહરા—આવું કહેવા બદલ સાહેબ લોકોને શું દામ લાગી આવવું જોઇએ ! એ કાંઇ હિંદુ નથી. આમ અહિંયી ચાલો સાહેબ.

( સાહેબ ને જોહરા દાદરપરથી ઉપર જાય છે. ત્યાં શું જોયું? પંઢરપુરના પાંડુરંગ કે પૂનાના પાંડુરંગનો ભક્ત? સર્જેરાવ અહિંયા વાટ જોઇને બેઠો છે. એટલામાં જિની ચહાના વાસણો લાવીને વચલા ટેબલપર મુકે છે ને જવા માંડે છે. )

સર્જેરાવ—સાહેબ હજી અંદર શું કરે છે? અરે છોકરી, અહિંયા આવ, તારૂં નામ શું?

જિની—મારૂં નામ લીલી (આ જોહરાબાઇનું બાપટીઝમ)

સર્જેરાવ—લીલી? એમ! ઘણું સુંદર નામ છે. તું અહિંયા નોકર હોય એમ લાગે છે?

જિની—નોકર જેવી હું લાગું છું કે? (ખરેખર તે તેવી દેખાતી નહોતી.)

સર્જેરાવ—તેવે ખઙ્જ. લાગતી નથી.

જિની—હું છોકરી જોહારાબાઇની.

સર્જેરાવ—એમ! પણ સંજીરાવ કહે છે, કે તે બાળ બ્રહ્મચારિણી છે.

જિની—તમે શું કહો છો, તે મને સમજાતું નથી.

સર્જેરાવ—અહિં આમ આવ (તેને પાસે લઇને) મને એક છોકરી હતી. બિલકુલ તારા જેવીજ હતી. આજે તે હયાત હોત તો તારા જ જેટલી દેખાતી હોત. (તે ચહાનો પ્યાલો લાવવા જાય છે) આમ અહિં આવ. ચહેરો પણ બિલકુલ અમારી સખૂ જેવોજ દેખાય છે. હવે કેવી સખુ? એકની એક છોકરી–તેને કાળ હરી ગયો. હું ચહા પીવા લાગ્યો કે તે પણ આમજ પાસે રહેતી. કપમાંની અર્ધી ચહા પીને પછી તે મારા હોઠે લગાડતી. (જિનીના મોંમાં

પાણી છુટવા લાગ્યું) ગયા તે આનંદના દિવસો. છોકરાંઓમાંથી કોઇજ રહ્યું નથી હવે !

જિની--હું પીઉં કે આ ચહા ?

સર્જેરાવ—હા, ખુશાલ પી, પણ અધીં મારા માટે રાખજે. બધા આવે તે પહેલાં હું કે. કોઇ જોઈ જશે તો નકામી મશ્કરીનું કારણ મળશે. બચ્ચાં વગરના બાપનું દુઃખ કેવું હોય છે એ આ નાદાન પોરીયાઓથી કેમ સમજાય ? હું ઝટ કરીને પી.

( તે અધું કપ પીને એના મ્હોડે લાગાડે છે. તે એક ઘુંટડો પીએ છે, એટલામાં સંજીવ, જોહરા, શામસં પ્રવેશ કરે છે.)

સર્જેરાવ—ભારે મીઠી છે પોરી. તમારી છોકરી હોય એમ લાગે છે ! હઠ કરવા લાગી-કહ્યું જવા દે-છોકરૂં છે. એ પ્યાલો અહિં આપ.

જિની—ફરી લઉં કે એક ઘુંટડો ?

સંજીવ--ફરી ! એટલે પહેલાં એક લીધો હતો શું ?

સર્જેરાવ—છોકરીની જાત-ઘણી માયાળુ હોય છે. હવે ફરી નહી હું કે. એ કપ મારા હાથમાં આપ ( તે કપ આપે છે ) હવે રહેવા દે આ ચહા. સંજીવરાવ, પેલો બીજો કપ અહિંયા લાવો. સાહેબ ચહા લ્યોને.

જિની—મેં પીધા પછીજ એજ કપમાંથી એક ઘુંટડો લીધો હતો ને !

સર્જેરાવ—ભૂલમાં-બિલકુલ ભૂલમાં-છોકરીને સમજાવવા પૂરતો.

( બધા ચહા પીવા માંડે છે )

જોહરા—સર્જેરાવ બાબા, તમે મહારને ઘેર કદી જનમ્યા'તા કે?

સર્જેરાવ—એમાં વિશેષ શું છે? હું ડીપ્રેસ્ડક્લાસ મીશનનો પ્રેસીડંટ છું ને? બસ પત્યું.

જોહરા—પણ જમ્યા છો કે કદી મહારને ઘેર?

સર્જેરાવ—જમીશ સુદ્ધાં. એમાં કાંઇ મોટું કઠણ કામ નથી.

સંજીવ—પણ ખરેખર કદી જમ્યા'તા કે?

સર્જેરાવ—સહભોજન વેળા એકજ પંગતમાં બેઠો છું પણ મહારને ત્યાં આમ કાંઇ કદી જમ્યો નથી. મીશનનું ધ્યેય સાચવવાનું, એટલે એકજ પંકિતમાં સાથે બેસી જમ્યા અને ફાળો આપ્યો કે પત્યું. પંગતમાં પણ જરા જોઇ જોઇનેજ બેસું છું. ઘરમાં એને ખબર પડી જાય તો એનું ત્રાગું ટાળવા પ્રાયશ્ચિત કરૂં છું. અમારા મરાઠા મોબ્યાઓનાં બૈરાંઓને આ આવું કાંઇ જરાયે ચાલે નહિ. સાહેબનું ચહા પીવાનું પુરૂં થયું હોય એમ લાગે છે? ચાલો સાહેબ. બીલકુલ બોલતા કેમ નથી?

શામર્સ—( સ્પષ્ટ ઉચ્ચારથી ) મારૂં માથું બહુ દુઃખે છે.

સર્જેરાવ—માથું દુઃખે છે? તમારી ભાષા એકદમ કેમ બદલાઇ ગઈ?

સંજીવ—આ ખાં સાહેબની ચહાનું પરિણામ.

સર્જેરાવ—ચાલો હવે ચાલતાં ચાલતાંજ વાતો કરીશું. જોહરાબાઇ, કાલે સાંઝે આવશો ને? તમે આવશો એ ખાત્રીથી અમે તમારૂં નામ આપીને આમંત્રણપત્રિકા પણ છપાવી દીધી છે. ઠીક જાઉં છું.

જોહરા--જરા ઉભા રહો.

સર્જેરાવ--વિચાર બદલ્યો હોય એમ લાગે છે ? છ ! છ ! એમ નિરાશ કરશોજ નહિ.

જોહરા--નહિ. હું કાંઈ આવવાનીજ છું પણ આ છોકરી-- આ મહારની છોકરી છે; મારી નથી. આજેજ એને મેં અહિયાં રાખી લીધી છે. ( સર્જેરાવ ગભરાઇને સ્તબ્ધ થઇ જાય છે. સંજીવ ખડખડ હસવા માંડે છે. સંતૂ ને સુધા હસતાં આવે છે. જિની દોડી જઇને સર્જેરાવને પ્રેમથી ભેટે છે. એ એને ધક્કો મારે છે. ' હું તમારી સખુને ? ' એમ બોલી તે ફરી વળગે છે. તે તેનો હાથ છોડાવી તેને દુર હડસેલે છે. બધા હસવા માંડે છે. )

बीजा अंकनो
पडदो
प डे
छे.



**સ્થળ** : સંજીવરાવનો મલબારહીલપરનો બાગ

**પાત્રો** : તમામ

**દૃશ્ય :**

[ બગીચાના છેડે સંજીવરાવનો બંગલો દેખાય છે. દર્શનમાં બંગલાના એક ખુણાની બારી મુખ્ય દેખાય છે. જમણી બાજુથી બંગલામાં જવાનો દરવાજો છે. બંગલો અમેરીકન ઢબનો છે. બાગમાં સર્વ ઠેકાણે ગીચ ઝાડી છે વચ્ચે વચ્ચે પુલોના કુંડા મુકેલા છે. ઘણા ખરા ઝાડો વિલાયતી ઝાડોની કલમોમાંથી બનાવેલા છે. લાલ ફૂલો વધારે જોવામાં આવે છે. બંગલાની આસપાસ ફુલોના વેલા છે. જ્યાં જુઓ ત્યાં જાત-જાતનાં ફૂલોનો સુકાળ જોવામાં આવે છે. જમણી બાજુએ એક ફુવારો છે, અને તેમાંથી પાણીની ધારા એકસરખી ઉડે છે. આ ફુવારાની બીજી બાજુએથી બંગલામાં જવાનો બીજો એક રસ્તો છે. આજે બાગમાં વચ્ચોવચ ઝાડ પર એક સુંદર મોટું વિજળીનું ઝુમ્મર ટાંગેલું હોય, બંને બાજુએ વિજળીના દિવા છે. જાપાનીઝ ફાનસો તોરણની જેમ લટકાવેલાં છે. બંને બાજુએ ખુરસીઓ ને કોચો મુકેલા છે અને વચોવચ લાકડાની ઘોડી પર પાન સુપારીની તબક, અત્તર ગુલાબદાની અને હારતુરાની તબકો મુકેલી હતી. પડદો ઉંચકાતાં રંગભૂમિ પર કોઇ પણ દેખાતું નથી, એટલામાં જમણી બાજુના દરવાજેથી સંજીવ પ્રવેશ કરે છે, અને બાગમાંની સર્વ વ્યવસ્થા તપાસી જુએ છે અને થોડી વારે બંગલા તરફ વળીને સુધાને હાંક મારે છે. ]

*  *  *

સંજીવ—સુધા, અહિં આવ. (સુધા આવે છે) આજ આપણે પુખ્ત થયાં. સર્જેરાવ બાબા આજ આપણો સર્વ વહિવટ આપણા હાથમાં સોંપશે. હવે પછી તે આપણા કોઇ પણ વ્યવહારમાં માથું મારશે નહિ, બહારના વ્યવહારનો બોજો હવે બધો મારા પર પડવાનો છે, ત્યારે આ ઘરમાંનું સ્વરાજ્ય હવે બધું તારેજ સંભાળવું જોઇશે : કેમ ?

સુધા—મને એમાં શું સમજ પડે ? હું તો માત્ર તમારા હાથની દોરીસંચાર પૂતળી છું. સુત્રધારે દોરી ખેંચી કે તે પ્રમાણે નાચવાનું મારૂં કામ અને એટલીજ મારી આવડત.

સંજીવ—અહં; એમ હવે ચાલશે નહિ. સર્જેરાવ બાબાએ મને આ સ્વાતંત્ર્ય આપ્યા પછી હું કાંઇ બાજાં બૈરાંઓ પ્રમાણે તને ગુલામગીરીમાં ગાંધી રાખવાનો નથી. હવે પછી ઘરના વ્યવહારની સ્વામિની તમે. અમને કોળીયો અન્ન નાખશો તો અમે ખાઇશું. ચાર દોસ્તોને આપણે ત્યાં લાવું અને તમે ચહા કરી આપો તો અમારૂં ભાગ્ય; નહિ આપો તો કેમ નહિ આપી ફરીને પુછવાનો નથી. આજથી આ આમજ આગળ ચાલવું જોઇએ. દરેકે પુખ્ત વયે પહોંચ્યાનો પુર્ણ પુરાવો આપવો જોઇએ.

સુધા— મને નહિ જોઇએ આવો અધિકાર. હું મારે સગીર જ રહીશ

સંજીવ—પંદર દિવસ પહેલાં પુનામાં હું પણ એમજ કહેતો હતો, પણ તે દિવસે અર્ધા કલાકની અંદર મારો મત બદલાયો. હસ નહિ ! એકદમ મારે પુખ્ત થવું એમ મને લાગવા માંડયું.

સુધા—તે દિવસનું તોફાન યાદ આવે કે કઇ મુઇને હસવું આવ્યા વગર રહે ?

સંજીવ—એમને? જો તો ખરી, એમજ થશે. આજ ના કહેશે ખરી, પણ કાલે સ્વાતંત્ર્યની જ્યોત હૃદયમાં પ્રકટશે કે તેવુંજ તોફાન કરવા માંડીશ, અને પછી મને પણ સર્જેરાવ બાબાની જેમ કડવું મોં કરવાનો પ્રસંગ આવશે. આ એકલું આગલું તોફાન સંભારવા કરતાં આજે-આજ ચોઘડીએ તારા પણ અધિકારદાનનો સમારંભ પતાવી નાખવાનું મેં નક્કી કર્યું છે. પણ એમાં એક શરત છે.

સુધા—મને લાગતુ'તુંજ તે. સીધા શબ્દોમાં પુછું કે આ આટલી કળી કેમ ખીલી?

સંજીવ—સુધાના સીધા શબ્દોથી જો મારા હૃદયની કળી ખીલે નહિ તો હું સંજીવ શાનો? સુધાના સ્પર્શથી નિર્જીવ પણ સજીવ થાય, ત્યારે હું તો મુળથીજ સંજીવ. બમણો ખીલ્યો તેમાં આશ્ચર્ય શાનું?

સુધા—વારૂં! પેલી શરત?

સંજીવ—તે શરત કહેવાની નથી. પરીક્ષાથી તેનો ઉકેલ કરવાનો છે. અમુક વાત તને ગમશે કે, કરીને હું પુછવાનો. મને ગમે એવો તું ઉત્તર આપે તો સમજવાનું કે તું અધિકારદાનને પાત્ર છે. અને તેવો ઉત્તર ન મળ્યો-(ગંભીર થઇને ચુપ ઉભો રહે છે.)

સુધા—તેવો જવાબ ન મળ્યો તો શું? પાછી ગુલામગિરી આવવાનીને અમારા નસીબમાં?

સંજીવ—છ; છ; એવો ઉત્તર ન મળ્યો તો જનોઇ તોડવાની. માથામાં રાખ ચોળવાની અને હિમાલયનો રસ્તો પકડવાનો, એજ આ સંજીવની પ્રતિજ્ઞા (પ્રતિજ્ઞા કરનારા ધીરોદત્ત નાયક પ્રમાણે આકાશ તરફ હાથ ઉંચા કરીને ગંભીર બને છે) બોલ-પસંદ છે?

લપલપ કરતી લપુડી કેમ બંધ થઇ ગઇ ?

સુધા—ઠીક છે.

સંજીવ—ઠીક છે શું ? અઁટ ! કબુલ છે ? (સુધા માથું હલાવીને હા કહે છે ) છે–? વાહ ઘણુંજ ધીરજ ધરી કહેવાય.

સુધા—હા, આટલું સ્વરાજ્ય મળવાનું–ઘરમાંજ કાં ન હોય પણ સ્વરાજ્યજ. આટલું સ્વરાજ્ય મળે તો ધીરજ ધરવી નહિ જોઇએ શું ? ( સ્વરાજ્ય મેળવવા માટે ધીરજની જરૂર છે એટલું આ નાનીશી છોકરીને પણ સમજાવા લાગ્યું એ જોઇ સંજીવને પણ જરા અજાયબી લાગી. નવીન દંપતીને અનુરૂપ મુંગી ભાષામાં તેણે એના તરફ ચાળા કર્યા ) આમ ચાળા પાડવાના નથી હું કાંઇ ! વખત આવવા દો, એવા ચીત કરીશ—

સંજીવ—અરે બાપરે ! વિજળી ચમકી. હવે દશે દિશા ધ્રુજી જશે, ત્રિભુવન ડોલવા માંડશે, અષ્ટ દિક્પાળ મુર્છા પામશે, ઇંદ્રનું વજ્ર બુઠું થશે.

સુધા—અને છેવટે આપની ફજેતી થશે.

સંજીવ—ઇશ્વર કરે અને ડગલે ને પગલે મારી આમજ ફજેતી થાય, આજે સ્થાપન થનારૂં આ ઘરગથ્થુ સ્વરાજ્ય ચિરસ્થાયી બને–

* ગાયન (૮)

---

*( બિહાર–એકતાલા–' જો રહો રહો જો પીયા ')

બાલિકા વિરાજે જાયા
દે પદા વનિતા જૈં રાયા—ધ્રુ૦
પતિસુખા માન દે યુવતી
જે તે સુહતી અધિગતા સ્વરાજ્યા—૧

સુધા—પણે જોયું કે ? આપણા મહેમાનો આવવા લાગ્યા

સંજીવ—ખરેખર ! નહિ-આ મહેમાનો નથી. એ તો આપણા ઘરના માણસો છે ( ઘડીયાળ જોઇને ) જલસો શરૂ થવાનો હજી વખત થયો નથી. આ લોકો પહેલાંજ કેમ ભલા આવ્યા ? ચાલ આપણે અંદર જઇ આગળ શું થાય છે તે જોઇએ.

( સુધા અને સંજીવ જમણી બાજુના રસ્તેથી ઘરમાં જાય છે. સંતૂને શામર્સ ડાબી બાજુના દરવાજેથી પ્રવેશ કરે છે. સંતૂબાનો પોષાક છે તેવોજ છે. શામર્સ સાહેબે ડ્રેસસુટ પહેરેલો છે. સંતૂના ચહેરા પર પ્રૌઢતાનું વિલક્ષણ તેજ દેખાય છે. આ વખતે બધા આગળ હરઘડી ઝુકનારો સંતૂ ચમારને બદલે એકાદ પીઢ પુરૂષ સાદા વેષમાં પોતાના શિષ્યોને ઉપદેશ આપવા પાવરધો હોય એવો દેખાય છે. ન્યાયાધિશની આગળ ઉભા રહેલા કેદીના હાવભાવ શામર્સ સાહેબના ચહેરાપર જોવામાં આવે છે. બન્ને જણા બોલતાં બોલતાં એકદમ આગળ આવે છે. )

સંતૂ—પોતાના છોકરાએ જાંગપર ગંદકી કરી એટલે જાંગ કોઇ કાપી નથી નાખતું ! જાનૂ બાબા, ગમે તેમ તોયે આપણું આ ચમારોનું લોહી છે ( એનો હાથ પકડીને ) આ લોહીથી બનેલું આ ચામડું છે. ચામડાની પારખ ચમાર સિવાય કોને હોય ?

શામર્સ—શું કરૂં ? નાનપણમાંજ શામર્સ સાહેબ મને વિલાયત લઇ ગયા. એમના બુટપાલીસ કરતો વિલાયત ગયો. એમણે મને સારૂં શિક્ષણ આપ્યું. બેંકીંગનું કામ શિખવ્યું. એમનું નામ ધારણ કરીને પાછો આવ્યો, ત્યારે હવે મોટા મોટા બ્રાહ્મણો સુદ્ધાં મારા બુટ પાલીસ કરવા લાગ્યા છે.

સંતુ—બીજાના નામથી મોટાઇ મારવી, એ અમારા હિંદુના

આદર્શોને છાજતું નથી. ચમાર હોઉં તો પણ હું હિંદુ છું અને સ્વર્ગનું રાજ્ય પણ જો કોઇ મારી સામે લાવી મુકે તો પણ ચમાર-પણું છુપાવવા માટે હું મારૂં હિંદુપણું કયારેયે છોડનાર નથી.

શામર્સ—હિંદુ રહીને તમે શું મેળવ્યું ?

સંતુ—સાહેબ થઇને તેં શું મેળવ્યું ?

શમર્સ—પૈસા મેળવ્યા, નામના મેળવી, માન મરતબો મેળવ્યો, વળી બીજું શું જોઇએ ?

સંતુ—આ હિંદુસ્તાન મારૂં છે એમ કહેવાનો હક્કમાત્ર ગુમાવી બેઠો. હું ચમાર છું પણ હું હિંદુ છું. તું એક બેંકનો મેને-જર છે, પણ તું કોણ છે ?

શામર્સ—ખરેખર–હું કોણ છું ?

સંતુ—હવે મારૂં સાંભળ. આ સાહેબવેડા હવે બંધ કર. પાછો ચમાર થા. હું ન્યાતનો પટેલ છું. તને નાતમાં લેવાનો મને અધિકાર છે. (ઉંચ વર્ણોમાં કોઇ આગેવાન છે કે ? શંકરાચાર્ય બિચારા પાદ પૂજા ખાતા બેઠા છે !) જ્ઞાતિગંગામાં તને પાવન કરી લઉં. પછી જાનુ નાગૂ ચમાર, એવું નામ રાખીને બેંકનો મેનેજર થશે તો અમારી જાતનું ભૂષણ કહેવાશે. ચમારોમાં પણ આવાં કામો કરનારા માણસો નિપજે છે, એમ કહેવાનો અમને અધિકાર મળશે. સાત પેઢી તારવાનું તને પુન્ય લાગશે.

શામર્સ—પણ એ નામે મને બેંકના મેનેજર તરીકે રાખશે કે કેમ, એ જ સવાલ છે.

સંતુ—સંજીવરાવ કાંઇ વિરૂદ્ધ પડશે નહિ. પહેલાનો વખત હવે બદલાવા લાગ્યો છે. આ પણ દિવસો ચાલ્યા જશે. મહાર ચમારોનો

પ્રશ્ન છેડયા સિવાય હવે હિંદુસ્તાનનું રાજકારણ અશકય થઇ જશે. ઉભો રહે—બધા આ આવવા લાગ્યા છે. તારી જગાએ તું જા, મારી જગાએ હું જાઉં છું ઇશ્વરકૃપા હશે તો બન્ને જણા એકજ પંક્તિમાં આવીશું ( સર્જેરાવ અને મહેમાનો આવે છે ) જોહાર સાહેબ.

સર્જેરાવ—ત્યાં–ત્યાં બેસ. આ કેટલા બધા માણસો આવ્યા છે, દેખાય છે કે તને ? આવી વખતે સર્વેએ પોતપોતાના દરજ્જા પ્રમાણે વર્તવું જોઇએ. બેસો સાહેબ. સંજીવ કયાં છે ? સંજીવરાવ, ઓ સંજીવરાવ–(સંજીવ આવે છે ) આ આપણા નોતરેલા મિત્રો આવેલા છે. ( મહાર ચમાર આવે છે ) અરે, આ મહાર ચમારોને પણ બેસાડો સંજીવરાવ, આ આપણા ખીમજી શેઠ, રૂના વેપારી. મોટા દલ્લાલ !—

સંજીવ—દેખાયજ છે. જયગોપાળ દલ્લાલ સાહેબ. આ આપનાં પત્ની હોય એમ લાગે છે. આવો બેસો.

સર્જેરાવ—આ આપણા નસરવાનજી શેઠ દારૂવાળા. એમની મોટી દુકાન છે કોટમાં હં કે !

સંજીવ—દારૂનીજ ને ? સાહેબજી બડે કલાલ સાહેબ. બેસો, આ કલાલ સાહેબનાં પત્ની હોય એમ લાગે છે. બેસો આઇમાઇજી.

સર્જેરાવ—આ આપણા ગમનાજી શેઠ પેઢીવાળા. આ આપણા રાવબહાદુર પર્વતે—કોરપોરેશનના મેમ્બર. આ આપણા ફાજલભાઇ શેઠ, બુટના મોટા વેપારી છે હં કે ! આપણી બેંકના બહુ મોટા ધરાક છે એ !

સંજીવ—હોયજ. જોહાર ભાઈ સાહેબ—નહિ ભુલ્યો–સલામ ભાઇ સાહેબ. એકંદરે ચમારોનો ને આપણી બેંકનો બહુ જીવ લગોલગનો સંબંધ દેખાય છે. બેસો–બેસો–બધા બેસો. સર્જેરાવ બાબા,

હવે દરેકની ઓળખ કરાવીને મને ગભરાવી મારતા નહિ. બધાની ઓળખ ધીમે ધીમે પડશેજ. આ કોણ ભૈયાજી, ત્યાં બેસો. (મહારોની બેઠક તરફ આંગળી કરીને દેખાડે છે)

ભૈયા—મેં બમ્મન હું. મૈં ફૂજલભાઇ શેટકા ભૈયા હું હાં–જી હજુર વો મહેતરંકી બૈઠક હૈ.

સંજીવ—ત્યારે આમ અહિંયાં આ રાવસાહેબ પાસે બેસો.

સર્જેરાવ—આ જોહરાબાઇ આવ્યાં, જો.

(જોહરા, જિની ને સાજીંદાઓ આવે છે.)

સર્જેરાવ—આવો બાઇજી, આવો. બિલકુલ તમારી જ ખોટ છે.

જોહરા—એમ કે? તમારા બીજા બધા સમારંભો ઉકેલાઇ ગયા લાગે છે.

સર્જેરાવ—પહેલાં તમારૂં ગાણુંજ થાય એમ સર્વાનુમતે નક્કી થયું છે. જે કંઇ સમારંભ કરવાનો તે તે પછી થશે.

જોહરા—અને વળી તમારો અસ્પૃશ્યોનો સમારંભ?

સર્જેરાવ—અરે, એમાં કેવો સમારંભ? વર્તમાનપત્રમાં એક લાંબોલચ રિપોર્ટ અને ભાષણની નકલ આપી દીધાં કે પતી ગયો સમારંભ! બહુ તો કાલે એક સહભોજન કરશું, કિંવા માત્ર સહભોજનનો રિપોર્ટજ મોકલી આપશું એટલે થયું.

જોહરા—વાહ! આજ તમારૂં ડીપ્રેસ્ડકલાસ મીશન હોય એમ લાગે છે! તેથી તો હજી અસ્પૃશ્યતા ટળતી નથી તો!

સંજીવ—ખાંસાહેબ, પેલા પણે બેઠેલા લોકોને લાવીને આ અહિં બેઠેલા લોકો ભેળા બેસાડી દઉં કે?

જોહરા—રહેવા દો. હાલમાં ત્યાંજ બેસવા દો. એ લોકો અહિં બેસવાને લાયક છે, એ પહેલાં નક્કી થવું જોઇએને ?

સંજીવ—તે નક્કી કોણ કરશે ?

જોહરા—હું નક્કી કરીશ.

સર્જેરાવ—આ વખતે આવો લુખ્ખો વાદવિવાદ શા માટે ? બાઇજાન, તમારૂં ગાયન પહેલાં શરૂ થવા દો. તમારૂં ગાયન સાંભળવા, સાહેબની માફકજ, આ બધા અમારા મહેમાનો પણ આતુર થઇ ગયા છે.

જોહરા—વાદવિવાદ ગદ્યમાં સાંભળવો ગમતો નહિ હોય તો પદ્યમાંજ સંભળાવું છું એટલે થયું.

સર્જેરાવ—વાહ ! વાહ ! એ ખાસ્સી યુક્તિ. વાદવિવાદનો વિષય તમારા ગાયનમાં દાખલ કરવો—

સંજીવ—હા, જેથી વિષય કાનને અપ્રિય હોય છતાં ગાયન મધુર હોય તો માથું પણ ડોલવા માંડશેજ. હં, થવા દો ગાણું

જોહરા— ગાયન (૯)

ગઝલ

ચાલે છે સદા પરિહાસ, તમોને ખેદ કદી ના
આ ભેદ નકામા
થાયે છે જગમાં ઉપહાસ, આ વેદ નકામા
અરે જો ખેદ કદી ના
ધુતકારો તમે સ્વજનને, બીજા ધુતકારે તમોને
ગયા સુખો અને વિભવા, પોકાર નકામા
ધિક્ક ધિક્કાર અમારા

બબ્બા—( સાથેજ ) વાહ! વાહ! ઘણું સરસ-બહુ સરસ બહોત અચ્છી.

ભૈયો—રામ ભરોસે-રામ ભરોસે-વાહ! વાહ!

જોહરા—કોણ ભૈયાજી? તમે અહિંયા કોની સાથે?

ભૈયો—જી હુજુર. મૈ ફજલભાઇ શેટકી દુકાન-મેં-હાં-જી-દુકાનમેં.

જોહરા—આમની દુકાને! જુટની દુકાનમાં? ચમારને અડકાઇ જવાની બીકથી મારી નોકરી છોડી'તી ને?

ભૈયો—હાં-જી-શેટસાબ મુસલમીન હૈ-હાં-હુજુર-બહોત બડે શેઠ-હાં!

જોહરા—એ-મ? જોયું સંજીવરાવ, આ બ્રાહ્મણને ચમારની નોકરી કરતાં કાંઈ સંકોચ થતો નથી-( ભૈયો જવાબ આપવાનો પ્રયત્ન કરે છે) હં ઉભા રહો હુંજ કહું છું. માત્ર તે ચમાર જાતનો હિંદુ હોવો નહિ જોઇએ. મુસલમાન હોય તો ચાલે. એમજને ભૈયાજી?

ભૈયો—(ખુશીથી) હાં-જી-હુજુર.

જોહરા—સર્જેરાવ બાબા સાંભળ્યું? તમે ડીપ્રેસ્ડક્લાસ મીશનના અધ્વર્યૂ છો? તમારૂં આ બાબતમાં શું કહેવું છે?

સર્જેરાવ—અમારા લોકોની ભુલ થાય છે તે અહિંયાંજ. આજ રીત બંધ થવી જોઇએ તોજ અમારા હિંદુસ્તાનનો ઉદ્ધાર થશે.

સંજીવ—પણ આ રીત કેમ બંધ થાય? કોણ બંધ કરે? જુની રૂઢિને વળગી રહેલા આવા ગરિબ બિચારા અશિક્ષિત ભૈયાથી કાંઇ પણ સુધારણા થવી શક્ય નથી.

જોહરા—બાબાસાહેબ, એ આપનું કામ છે. હું જાત વગરની વારાંગના. જાતપાતનું અભિમાન મને સમજાતું નથી. સર્વ જાતિ આપણી જ જાતની છે, એવી જ માન્યતા મને ગળથુથીમાં પાવામાં આવી છે. જાતિભેદનો ઝગઝગાટ મને સમજાતો જ નથી. બાબા સાહેબ, પેલા બધાઓને ત્યાં શું કામ બેસાડયા ? એ લોકોને અહિંયા બેસવા દો. મારૂં ગાયન સાંભળવા દો.

સર્જેરાવ—પણ આ મોટા લોકો અહિંયા બેઠા છે. તેઓને શું લાગશે ?

જોહરા—તેઓને શું લાગશે ? એઓને કાંઇ પણ ન લાગે એવો રસ્તો લ્યો.

## ગાયન (૧૦)

### ગઝલ

અસ્પૃશ્ય કાં ગણો તમારા દીન બાંધવો ?
દુષ્કૃત્યો આ મહા ગમે છે કેમ બાંધવો !
અડો નહિ કહેતાં સદા પ્રભુના દિન સુતોને
ચાંડાલ કમલા નહિ અડકે નાશે વૈભવો
તમારા નાશે વૈભવો
અતિ શુદ્ર માનસના કદી જન્મ્યા મોટા કુળે
ગીતા પુરાણ હાથે ધરીને હાસ્ય આ શાને
અહો હા હા હાસ્ય આ શાને !

સર્જેરાવ—આ રહસ્ય મારે પણ ગળે ઉતરે છે. પણ બધાની તૈયારી જોઇએને ? દેશ કાર્ય માટે—આ પતિતોનો ઉદ્ધાર કરવા માટે તમે કહો તે રકમ હું આપું. એ લોકના શિક્ષણ માટેની વ્યવસ્થા કરૂં.

ખીમજી—હાં–અમે પણ એક લાખ રૂપિયા આપીએ છીએ.

જોહરા—એક લાખ રૂપિયા આપવા કરતાં બીજી એક લાખ રૂપિઆની વાત કરો. (જિનીનો હાથ ધરીને) આ એક મહારની છોકરી છે. તમારે ત્યાં પાળશો કે એને? પૂછોને તમારી પત્નીને (દરેક હિંદુને પૂછે છે. બધા ચુપ રહે છે. મહારની છોકરીને ઘેર રાખવા કરતાં લાખ રૂપિયા આપવા જ સહેલા ઠર્યાને?) હવે બધાનાં જ મોં બંધ થઈ ગયાં. તમે એક લાખ રૂપિયા આપશો, પણ પતિતોનો ખરો ઉદ્ધાર આમ લાખ રૂપિયા આપ્યે થતો નથી. સર્જેરાવ બાબા! આ અનાથ છોકરી, અસ્પૃશ્ય જાતિની છે. કોઈનોયે આશ્રય નહિ મળે તો ખરાબ માર્ગે જાય એવો સંભવ છે. તમે આનો ઉદ્ધાર કેમ કરશો?

સર્જેરાવ—છે, અનાથ છોકરી છે; પણ મહારની છે. મને એની ઘણી દયા આવે છે.

જોહરા—માત્ર મોંઢેથી બોલવામાં શું વળ્યું? એને માટે તમે શું કરશો?

સંજીવ—હું કહું છું, એ જરાયે અસ્પૃશ્યજાતિની નથી જ.

સર્જેરાવ—અસ્પૃશ્યજાતિની નથી? આ અસ્પૃશ્ય નહિ તો પછી અસ્પૃશ્ય કોણ?

સંજીવ—અસ્પૃશ્ય તમે-અસ્પૃશ્ય અમે, અડકવું કોને નહિ? અમને ને? પછી Untouchables કોણ? આ લોક અસ્પૃષ્ટ છે. એ લોકોને કોઈ અડકયું નથી. આ હિંદુસ્તાનમાં કોઈ પણ ખરેખરા શુદ્ધ હોય તો આ So called untouchables પણ ખરી રીતે untouched! બીજાના જોડા સાફ કરી પેટ ભરનારો કોઈ પણ ઉંચ વર્ણનો માણસ આને અડયો નથી. બેંક એકાઉન્ટમાં ભરતી થાય માટે બીજાના ઘર પર હળ ચલાવનારા

કોઇ પણ ધન કુબેર આને અડક્યો નથી. પોતાનો ધંધો સારી રીતે ચલાવતાં તે વધારવાની દાનતથી દેશભક્તિની બાંગ મારનારો કોઇ પણ વકીલ આને અડક્યો નથી. સાર્વજનિક રીતે પતિતોનો ઉદ્ધાર કરવાનો ઢોંગ કરીને ઘરે જઇ ગૌમુત્ર પીનારો કોઇ પણ સમાજ-સેવક આને અડયો નથી. પાંચ છ હજાર રૂપરડી માટે પોતાની સદસદ્વિવેક બુદ્ધિ વેચી સ્વાતંત્ર્યનું તખ્ત ગુમાવી રૂપેરી ગુલામગીરીના વૈભવ ભોગવનારો કોઇ પણ વિદ્વત્ શિરોમણી આને અડયો નથી. વિલાયતમાં ઈંડાં ખાઇ હિંદુસ્તાનમાં આવતાંજ ચોખલીયા સ્વરાજ્યનાં ગપ્પાં હાંકનાર કોઇ પણ શાસ્ત્રી બુવા આને અડયા નથી. માનપાનની આશાયે દેશસેવા પર પાણી ફેરવી બંધુદ્રોહ કરનારો કોઇ પણ દેશભક્ત આને અડયો નથી. સારા, સરળ, ઉદાર મનવાળા, ચગદાયલાં છતાં વધુ ચગદાવાને તૈયાર, કોઇપણ પાપીનો સ્પર્શ નહિ પામેલા આ ઉદાર મહાત્મા જો અસ્પૃશ્ય તો પછી અમે કોણ ?

જોહરા—તમે ને ? તમે એટલે, ખોટી રૂઢીઓને ધર્મ સમજી-ખોટી સમજણનાં કેદખાનામાં પડેલા લાચાર કેદી !

સંજીવ—અને આ કોણ ? અમ્માજાન, આ કોણ ?

જોહરા—આ ? પોતાના ચોવીસ કરોડ બંધુઓને તુરંગમાં પડેલા જોઇને ' બહાર આવો, બહાર આવો, ' કહેતાં તુરંગને આંગણે ઉભા રહી ટહેલ મારનારા, અમારા ઉદ્ધાર કરવાવાળા, સાત કરોડ સંતો. સર્જેરાવ બાબા, મારૂં ગાયન સાંભળીને તમે સર્વે ખુશી થયાને ? મને હવે વિદાયગીરી આપો.

સર્જેરાવ—તમારી વિદાયગીરીની વ્યવસ્થા કાલે કરીશ. કાલેજ તમારે ઘેર ચેક મોકલી આપું છું.

જોહરા—ચેકથી રાજી થઇ જનારી હું બજારૂ વેસ્યા નથી.

ગમનાજી—અમે મોતીનો હાર આપીએ છીએ.

જોહરા—મોતીનો હાર પહેરી મારા જેવી બ્રહ્મચારિણીએ કોઇનેયે ખૂશ કરવાના નથી. બાબા સાહેબ, તમે બધા અહિંયા આવો. હું તમારા પગની રજ છું-બાંદી છું. મારી એક વિનતિ છે. એજ મારી વિદાયગિરી. બધાયે આવો. સંજીવરાવ, તમારે આવવું નહિ. હં કે—(સંજીવરાવ સિવાય બધા જમણી બાજુના ફુવારા પાસેથી બીજી બાજુ આવેલા બાગમાં જાય છે.)

સંજીવ—બધાજ મને મૂકીને ચાલ્યા ગયા, પણ જાણજો કે અચ્યુતં કેશવં છેવટે મારા હાથેજ થનાર છે. વાહવા !

* ગાયન (૧૧)

સુધા, સુધા,—(સુધા આવે છે) અહિંયા આવ, આજે તારી પરીક્ષા છે.

સુધા—હમણાં કાંઇ ચમત્કાર થવાનો હશે તો તે મારા બૈરાંઓના હાથેજ. તમે પુરૂષોએ માત્ર વ્યાખ્યાનો ઝાડવાં. પણ ઉભા રહો, આ બધા આવ્યા.

---

* ગાયન (૧૧)

( ભૈરવી-ત્રિવટ-"આયો પિયા મનરસિયા" )

નિશિદિનિં મનિં ધરિલા હરીલા વિસર ન પડલા યા સુહૃદાંચા
વ્યાલ કાલગત ભેદ નિમાલા—ધ્રુ૦
પ્રેમપુનીતા મધુમતિ ગીતા
હૃદય કુસુમિતા પરભયલિતા
સ્વારાજ્યેં પરિમલ ભરલા--૧

( બધા જણા ખાદીનો એકજ ઢબનો પોષાક પહેરીને આવે છે. જોહરાબાઇએ વિનંતિ કરીને આજ આ સર્વ કપડાં તેણે પહેલેથીજ તૈયાર કરાવી રાખ્યાં હતાં. ખાદી વાપરવાની બાબતમાં મોટાઓના ઉપદેશો કરતાં વેશ્યાના શબ્દોજ ઉપયોગી નિવડયા. કોઇને પણ દિવે એક વાર અજવાળું થયું કે પત્યું. )

જોહરા—સંજીવરાવ, જુઓ. બ્રાહ્મણ, ક્ષત્રિય–વૈશ્ય–શુદ્ર, મરાઠી–ગુજરાતી, મુસલમાન–ખ્રીસ્તી–પારસી–હિંદુ, કાંઇ પણ ભેદ જોવામાં આવે છે કે હવે ? બધા હિંદી ! બધા ઓગણીસસો બાવીસ સાલના હિંદીઓ. એક પોષાક, એક ભાષા; એક વિચાર એક આચાર, બધું કાંઇ એક થયું કે આ આપણું હિંદુસ્તાન જગતમાં દીપી નીકળશે.

સંજીવ—વાહ સાહેબ, તમે પણ આ પોષાક પહેર્યો કે ?

શામર્સ—હું ? સર્જેરાવ બાબા, હું સાહેબ નથી. મારૂં નામ જાનૂ નાગૂ ચમાર. સંજીવરાવ, જાનૂ નાગૂ ચમાર એ નામ તમારી બેંકના મેનેજરનું શોભશે ને ?

સંજીવ—આ નામ જેટલું બીજું કોઇ પણ નામ મને ગમવાનું નથી. વિઠ્ઠલ શિવરામ, ચમારોનો ત્યાગ કરવાથીજ હજી હમણાંજ પુનાના મેદાનમાં ચતુરંગી ક્રીકેટની હરિફાઇમાં અમે હાર ખાધી. હવે તમારોયે ત્યાગ કરીને આ જીવનસંગ્રામના મેદાનમાં માર ખાવાની મારી તૈયારી નથી.

શામર્સ—( સંતૂને નમસ્કાર કરે છે ) મોટાભાઇ, પગમાં માથું મુકું છું.

સંતૂ—સો વરસનો થજે મારા જાન્યા. ( એને આલિંગન કરે છે )

સર્જેરાવ—આ તમારા ભાઇ ? દુનિયા ઉલટસુલટ થઇ માનો !

સંજીવ—હજી ગમ્મત તો આગળ છે.

સર્જેરાવ—ગમ્મત ? કેવી ગમ્મત ? તને તો બધું ગમ્યું, પણ તારી બાયડીને ગમવું જોઇએ ને ? સુધારાનો ખરો અટકાવ ઘરના ઉમરામાંજ થાય છે.

જોહરા—હવે કેમ સુધાબાઇ ?

સુધા—(સર્જેરાવને પહેલા નમસ્કાર કરી પછી બધાઓને ઉદ્દેશીને ) પત્રાવળીઓ પીરસાઇ ગઇ છે. કહ્યું છે કે બધાએ અંદર આવવું.

સર્જેરાવ—બધાયે અંદર આવવું ? એટલે આ મહાર ચમારોયે સુદ્ધાં ?

સુધા—સાહેબ તરીકે તેમને ઓળખતા હતા ત્યારે તે એકજ ટેબલપર તમારી સાથે ચહા પીતા હતા, હવે તે ચમાર તરીકે જાહેર થયા એટલે એ પહેલાં હતા તેમાં ને હમણાં કાંઇ ફરક પડયો કે શું ? પહેલાં ચહા પીવાને સાથે બેસતા હતા, હવે બહુ થશે તો એકજ પંક્તિમાં સાથે જમવાને બેસશે. આ સંતોબા એના ખાસ મોટાભાઇ અને આ બીજા બધા એના જ ભાઇબંધો.

સંજીવ—કેમ સર્જેરાવ બાબા, ઘરના ઉમરામાં અટકાયત તો નથીને હવે ?

સર્જે—ઠીક ત્યારે, થવા દો. પણ સુધા, પાછળથી પ્રાયશ્ચિત કરવું પડશે એ છે ને તારા ધ્યાનમાં ?

સુધા—આજ લગી આ લોકોને દુર રાખીને જે પાપ કીધું તેનું પ્રાયશ્ચિત હવે એ લોકોની સાથે એકજ પંક્તિમાં બેસીને કરીશું! એથી બીજું કયું પ્રાયશ્ચિત કરવું બાકી રહ્યું, અને તે શા માટે?

સંતુ—એટલે હવે આજ અમે પંક્તિપાવન થશું?

સંજીવ—સંતુ બાબા આ શું બોલો છો? પંક્તિપાવન થનાર અમે; તમે નહિ. હમણાંજ આણે કહ્યુંને કે આજ લગી તમને દુર રાખવાનું જે પાપ કર્યું, તે બદલ ઇશ્વરના દરબારમાં અમે પતિત ઠર્યા છીએ. માણસ ફાવે તે બોલે, પણ ઇશ્વરને ત્યાં અમે ગુન્હેગાર છીએ–પતિત છીએ. અમેજ પતિત છીએ અને તમે પુણ્યાત્મા છો–પતિતવાવન છો. અમને તમારી પંક્તિમાં લ્યો અને પાપમાંથી અમારી મુક્તિ કરો. સંતુ, બાબા પતિત અમે—ખરેખર પતિતપાવન એક તમેજ.

સર્જેરાવ—અરે તારીની! આ તો બિલકુલ સ્વરાજ્યનીજ સ્થાપના કરી કહેવાય. બધા પોર્યાઓ આટલા તૈયાર થયા પછી અમે ડોસાઓ પાછળ રહી જઈએ એ કેમ ચાલે? ચાલો અંદર.

(જમણી બાજુના દરવાજેથી બધા અંદર જાય છે. સુધા સર્વનું સ્વાગત કરે છે. બધાઓના અંદર ગયા પછી સંજીવ બહાર ડોકીયું કરી જુએ છે. જોહરા પણ એને ઉભી રહી જુએ છે)

સંજીવ—કોઇ છે કે આંગણે? કોઈ મહાર, ભીખારી, ચમાર, નાળી–કોળી–ઘેડ, ભંગી, મિરાશી, કામદાર–જામદાર–નામદાર બધાયે અંદર આવો. અમ્માજાન, હવે આંગણે કોઇ નથી.

( બારી બંધ કરે છે. ખરેખર, ભરતવાકય રહ્યું! બધાજ અંદર ગયા વગર આ નાટક પુરૂં થતું નથી, અને રંગભૂમિ ઉપર

તો હવે કોઇજ બાકી રહ્યું નથી. અસ્પૃશ્યતાની પરંપરા સાથે હવે આ પણ જુની પરંપરા આપણે તોડી નાખીએ. ભરતવાક્ય એટલે ઈશ્વર પાસે કાંઇ પણ માગવું એજ ને ? અસ્પૃશ્યતા ટળ્યા પછી ઇશ્વર પાસે માગવા જેવું એવું બાકી શું રહ્યું ? અસ્પૃશ્યતાનિવારણ એજ અમારા હિંદુસ્તાનના ભરતવાક્યનું ઉદ્યાપન, બધા અંદર જમવાને બેસે છે. બધાએ ' પાર્વતીપતે હર હર મહાદેવ ' એવો જયઘોષ કરેલો સાંભળવામાં આવ્યો. થયું. હવે ફક્ત ' હર હર મહાદેવ ' એટલું કાર્ય સમાપ્ત થતાંજ પડદો ધીમે ધીમે નીચે પડે છે )



